

જય શ્રી કૃષ્ણ

# श्री यदुगिरिनाथनी

# प्रसादीमाळा.

લખનાર



અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ.

જય શ્રી કૃષ્ણ

# શ્રી યદુગિરિનાથની

# પ્રસાદીમાલા.

લખનાર

અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ

( માંગરોળ કાઠીયાવાડ )

છપાવી પ્રસિદ્ધ કરનાર

શેઠ કહાનજી કરસનદાસ

આનંદભૂવન, સાંતાક્રુઝ.

श्री कृष्णशरणं मम ।

# अर्पणपत्रिका.



હરિગીત છંદ.

સુમતિ થકી સુમતિ ઠરી, બચુબાઇએ ભક્તિ ધરી
પતિ શેઠ કહાંનજી સાથ, શ્રી યદુનાથની યાત્રા કરી;
તે યાદ રહેવા આ પ્રસાદીમાળ અનુ અર્પણ કરે,
કંઠે ધરો ને ધરાવો વૈષ્ણવોને, સુખી સહુ ઠરે !!

શ્રીમતે રામાનુજાય નમઃ

# પ્રસ્તાવના.



ચાર ધામ અને સાતપુરીમાં બદ્રિનારાયણથી પરિસીમા છે, પરતુ પગ રસ્તો અને બરફને લઇને ત્યાં જવું જ ઘણું દુર્ઘટ છે, તો પછી રહેવાનું તો કહેવું શું ! નરનારાયણના નિવાસથી તે સ્થાનની શ્રેષ્ટતા છે. શ્રીમત્ અષ્ટાક્ષરમંત્રનો ત્યાં ઉપદેશ થઈ તેનો પ્રચાર પૃથ્વીપર થવાથી તેની ખરી પ્રભુતા ને પરોપકારતા છે. ભગવાન દત્તાત્રય પણ ચોવીશ અવતારમાંજ હોઇ તેમણે દક્ષિણમાં એવીજ પવિત્ર ભૂમિ–ગિરિ શોધી કહાડી તેપર એજ શ્રીમન્ અષ્ટાક્ષર મંત્ર પ્રવર્તાવ્યો, એટલું જ નહી પણ ત્યાં આઠ અક્ષરને લઈ અષ્ટતીર્થ પ્રસિદ્ધિમાં આણ્યાં. તે ગિરિનું નામ દક્ષિણ બદ્રીનારાયણ છે. ઉભયનું,

માહાત્મ્ય પુરાણોમાં એક સરખું કહે છે. બેઉ ગિરિ-પર નારાયણ મૂર્તી બીરાજે છે. પણ વિશેષમાં-એ દક્ષિણ બદ્રિનારાયણના ગિરિ ઉપર-નારાયણના દિવ્ય મંગલ વિગ્રહ ( મૂર્તી ) સાથે એ મૂળ વિગ્રહ પાસે-બીજું ઊત્સવ વિગ્રહ છે તેને " રામપ્રિય " પુરાણમાં કહેલ છે. શ્રી બલરામના કુલ પૂજ્ય ભગવાન તે છે; જે રીતે શ્રી રામસ્વામીના કુલ પૂજ્ય શ્રી રગનાથ છે. બલરામના પ્રિય માટે તેમનું નામ "રામપ્રિય" છે ને તે યાદવકુળના ઇષ્ટદેવના નિવાસને લઇ તે ગિરિનું નામ યાદવાદ્રિ-યદુગિરિ પણ સુપ્રસિદ્ધ છે. આ બે યુગ ઉપરાંત તેના પણ પૂર્વે ત્યાં એક ગિરિ શિખરપર શ્રી નૃસિંહ ભગવાનનું પ્રાકટય થયેલું તેથી ત્યારથી તે રીતે પણ એ ગિરિ સુપ્રસિદ્ધ છે. બલકે તેના પણ પૂર્વે શ્રી વરાહ ભગવાને ભૂમિને ઉદ્ધારી ત્યાં સ્વીકારી તેના વિગ્રહ સાથે કલ્યાણ-વિવાહ-કરવાથી ત્યાં વરાહ ભૂમિની મૂર્તિયો તથા

કલ્યાણસર તીર્થ હોઇને પણ એ ક્ષેત્ર ધામની આદી યુગથી શ્રેષ્ઠતા પુરાણોથી પ્રતિપાદિત છે.

કલિના પ્રાબલ્યથી એ ગિરિ નીચેના પ્રદેશમાં બૌદ્ધ જૈનની અભિવૃદ્ધિ થવાથી ભગવાન નારાયણ કલ્યાણીસરના તટમાં ગુપ્ત થયા; અને યવનોના ઉપદ્રવને લઇ ભગવાન "રામપ્રિય" દીલ્હી પધાર્યા. પણ પાછી શ્રીરામાનુજ સ્વામીના અવતારને લઇને (એજ બલરામનો અવતાર) આજથી એક હજાર વર્ષપર એ સ્થાન પુનઃ પ્રસિદ્ધિમાં આવ્યું.

ઇતિહાસથી જણાય છે કે શ્રી રામાનુજ સ્વામી મહીસૂર દેશમાં પધાર્યા ને ત્યાંના રાજાને શ્રી વૈશ્નવ પોતાનો શિષ્ય બનાવ્યો તેથી દેશપ્રાયઃ શ્રી વૈશ્નવ થઇ ગયો. એટલે ભગવાન નારાયણે શ્રી રામાનુજ સ્વામીને પોતાના નારાયણગિરિની માહીતી આપી. સ્વપ્નમાં દર્શન દઈ કલ્યાણીસર પરથી પોતાને ગિરિપર પ્રસિદ્ધિમાં લાવવા આજ્ઞા કરી. દેશનાં

સુભાગ્યે, અને રાજાની ભક્તિથી શ્રી રામાનુજ સ્વામીએ સ્વપ્નમાં જાણ્યા પ્રમાણે ગિરિપર જઈ કલ્યાણીસર, નૃસિંહ, વરાહ ભગવાન અને છેવટ ભૂમિમાં રહેલ શ્રી નારાયણનો સૌને સાક્ષાતકાર કરાવ્યો. ભૂમિમાંથી મૂર્તિ મળી આવી તેજ દક્ષિણ બદ્રિનારાયણ એજ ગિરિપર પ્રકટ થયા, રહ્યા, ને ત્યાં નારાયણપુર નામે જ નગર વસાવ્યું જે અદ્યાપિ કાયમ છે.

રામપ્રિય સ્વામીએ પણ સ્વપ્ન દઈ પોતે દીલ્લી છે ત્યાંથી લાવવા શ્રી રામાનુજ સ્વામીને આજ્ઞા કરી. રાજા અને શ્રી વૈષ્ણવ સમાજ સાથે સ્વામીજી દીલ્લી ગયા, રાજ્યકર્ત્તા પાસે પોતે સ્વપ્નમાં નીરખેલ રામપ્રિય માગ્યા. દક્ષિણમાંથી આણેલી તમામ મૂર્તિઓ તેણે બતાવી, તેમાં પોતાના ઇષ્ટ ન દેખાવાથી રાજાને પોતે તે વાત કહી. શાહના મનથી કોઇપણ મૂર્તિ દેખાડવી રહી નહોતી ગઇ તેમ છતાં સ્વામીએ આગ્રહ કર્યો કે “ મ્હારૂં સ્વપ્ન ખોટું ન હોય, મ્હારા

ભગવાન અહી છે જ!" ત્યારે તેણે બીજવાઇને કહ્યું કે "તો તમેજ તેને બોલાવી લ્યો, ભગવાન કાંઇ મ્હારા છૂપાવ્યા છૂપ્યા રહેશે ?" સભા વચમાં સ્વામીજીએ પોતાના ઇષ્ટ રામપ્રિયને સાદ કર્યો ને તે આર્તનાદથી રાજ્યમહાલયના અંતઃપુર તરફના દ્વારમાંથી મૂર્તીમાન છતાં "ચલપલ" ચાલતા જગત "રાય" પધાર્યા, ને આવીને સ્વામીજીના "કુમાર" હોય તેમ તેમના ખોળામાં બેસી ગયા. તેજ વેળા એજ મ્હારી "સંપત્તિ," એજ મ્હારા "સંપતકુમાર" એમ નામ પાડ્યું, જે અદ્યાપિ કાયમ રહ્યું છે. કોઈ તેમને ચલપલરાય પણ કહે છે.

એ બાદશાહે દક્ષિણથી મૂર્તિઓ આવી તેમાં આ રામપ્રિય પોતાની અવતારી પુત્રીએ માગવાથી તેને ઢીંગલા તરીકે તે વેળા આપેલ અને પોતે એ વાત વીસરી ગયેલ, પણ તે દેવી તેને જાણતી હતી. પોતાના નિવાસમાં તેને પ્રાણપતિ જાણી પૂજતી હતી; તે આ રીતે શ્રી રામાનુજ સ્વામી પાસે

ગઇ ને તેઓ તો તેમને લઇ દક્ષિણ જવા તૈયાર થયા ત્યારે રાજપુત્રી બીબી તેના વિના પ્રાણ પાડવા તૈયાર થઇ. શામ, દામ ભેદથી બાદશાહને તે મૂર્તિ સ્વામીજી પાછી આપે એમ ન લાગ્યું ને દંડ માટે હીમત ન ચાલી. છેવટ પુત્રીએજ તેમની સાથે જવું ઠર્યું. સૌએ માન્યું કે બાળ હઠ છે, બે ત્રણ મુકામ જશે કે ઘર માતાપિતાને સંભારી પાછી આવશે. પુત્રી પ્રભુની જ પાલખીમાં બેસી સ્વામી સાથે વિદાય થઇ. સાથે તેનાં સુહૃદો ભાઇ વગેરે હતાં પણ તે કાંઇ પાછી સંસારમાં આવવાને અવતરીજ નહોતી. મહીસૂર દેશમાં એજ બદ્રિનારાયણ-યદુગિરિનો પ્રદેશ આવતાં તે મીરાંની પેઠે એજ દેહથી શ્રી સંપત-કુમારના ચરણકમળોમાં જ અંતરધ્યાન થઇ ગઈ, એટલે સ્વામીજીએ તે બીબીની સુવર્ણની મૂર્તિ કરી તે ચરણમાં જ પધરાવી જે અદ્યાપિ ત્યાં દર્શન દે છે, અને આ ઇતિહાસની સત્યતાની સાખ પુરે છે.

મહીસૂર પાસે કાવેરી તટે શ્રીરંગપટ્ટન છે, ત્યાંથી બાવીશ માઇલ આ યદુગિરિ છે. ફ્રેંચરોકસ નામે સ્ટેશનથી તે અઢાર માઇલ છે. ગિરિ ઉપર ગાડીયો જઇ શકે છે. સમુદ્રતળથી આશરે ત્રણ સાડી ત્રણ હજાર ફુટ તે ઉંચો પ્રદેશ છે. શીતળ વિમળ ઉત્તમ ન્હાની નગરીમાં મહામંદીરમાં એ શ્રીમન્ નારાયણ અને એ શ્રી રામપ્રિય સંપતકુમાર ભગવાન એ બીબી સમેત બીરાજે છે. એ સ્થળને એ દેશમાં “ મેલકોટા ” કહે છે.

શ્રી શ્વેતદ્વીપથી ક્ષીરસાગરમાંથી શ્રી નારાયણનો મુકટ શ્રી ગરૂડજીએ લાવી આ ભગવાનને ધરાવ્યો તે અદ્યાપિ મહીસૂર રાજ્યના તોશા ખાતામાં છે. વર્ષમાં એકવાર ફાલ્ગુન માસમાં શુકલ એકાદશી એ તે મુકુટ રાતભર ભગવાનને ધરાવવામાં આવે છે; જ્યારે શ્રી નારાયણ ગરૂડજી ઉપર સ્વારી કરે છે ને ત્યારેજ ખરેખર મ્હોટો ઉત્સવ મોટી યાત્રા ત્યાં

ભરાય છે. કુલ નવ દિવસ તે પરબ્રહ્મનો બ્રહ્મઉત્સવ ત્યાં થાય છે ને ત્યારેજ તે ભૂમિ અને તે ભગવાનનું ખરૂં મહાત્મ ને ખરો આનંદ અનુભવવામાં આવે છે.

શ્રીરંગપટ્ટનમાં પણ કાવેરીસ્નાન, શ્રી શેષશાયી, શ્રી રંગનાથ ભગવાન અને શ્રી લક્ષ્મી રંગનાયકી નામે અપૂર્વ દર્શન દે છે. એ રીતે એક દેશમાં બે મહાયાત્રા ને તદુપરાંત લૌકીકરીતે માર્ગમાં બેંગલોર ને સમીપમાં મહીસોર શહેર જોવામાં આવે તે પણ આનંદદાયક છે. જેમની પ્રબળ ઇચ્છા થશે તેમના મનોરથ એ પ્રભુ પૂરશેજ એમ અનુભવસિદ્ધ કહેનાર

| | |
|---|---|
| અંધેરી<br>અશ્વિન વદી ૦))દીપોત્સવી. | લેખક<br>અનંતપ્રસાદ. |



जय श्री कृष्ण.

# प्रसादमाला.

પદ. (૧) ગરબી "વારો જસોદા માવડી" (એ રાગ.)

યદુગિરિ નાથ પ્રણામ છે;
કમળ પદે યદુગિરિનાથ પ્રણામ છે

ઠરવાનું એજ ઠામ છે,
કમળ પદે યદુગિરિ નાથ પ્રણામ છે

દક્ષિણ બદ્રિનાથ ગણાતા,
મેલકોટે મુકામ છે-કમળપદે.

શીતલ સ્થલ છે ચિત્તવિમળ કર,
પ્રિયતમ છબી અભિરામ છે-કમળ.

શ્યામ સ્વરૂપ ચતુર્ભુજ ચિતહર,
નખશીખ જડીત તમામ છે-કમળ.

શંખ ચક્ર કર ગદા બિરાજે,
પદમાં પ્રિયા લલામ છે—કમળ.
એજ આશ છે ખાસ અનુની,
પ્રભુજી પૂરણુ કામ છે—કમળ.

પદ ( ૨ ). રાગ એજ.

યદુગિરિ નાથનાં છઇએ,
બ્હેની અમે યદુગિરિ નાથનાં છઇએ.
એજ આવી વશ્યા હુઇએ,
બ્હેની અમે યદુગિરિ નાથનાં છઇએ.
યદુગિરિનાથ એજ કમળાવર,
શ્રી કૃષ્ણ એનેજ કહીએ બ્હેની.
એજ શ્રીમન્નારાયણુ સ્વામી
ક્ષીર સાગર પ્રતિ લહીએ બ્હેની.
એજ લાલજી માખણુ ભોગી,
એની સેવાનાં સુખ લઇએ બ્હેની.
મળ્યા અનુપતિ વર્યાં ગણીગતી
છઇએ તેનાં થઇ રહીએ બ્હેની.

પદ ( ૩ ). " નટવર વસત " એ રાગ.

વ્હાલા યદુગિરિ નાથનું ધ્યાન ધરૂં,
ધ્યાનધરૂં ગુણગાન કરૂં. વ્હાલા–

શ્રીનારાયણ પુર પ્રતિ, મંદર અંદર જાઊં
ધ્વજ સ્તંભ પાસે નમી, ઊરે અતિ હરખાઊ
અમસારૂ પ્રકટયા પૃથ્વીપર,
નખશીખ અનુસંધાન કરૂં વ્હાલા–

શ્યામ સ્વરૂપ સોહામણા, સજીવ નયન વિશાળ,
મદસ્મિત આયુદ્ધધર, દેવ સદૈવ દયાળ,
ઇષ્ટદેવ તે એજ કરૂણા કારીરે,
ફરી ફરી પદ અરપી ચિત્ત, જાઉં બલીહારીરે,

અનુપતિ સ્નેહ પાળજો, ભવ્ય વધારી ભાવ
શિશુગણી દેજો સદા, વિવિધ સેવના લ્હાવ
ધન્ય ધન્ય અજશીવના સ્વામી
રંક હું શું સંનમાન કરૂં. વ્હાલા.

પદ (૪). " ડર માં તું દીલસાથ " એ રાગ

સદૈવ રહેજો યાદ, યદુપતિ સદૈવ રહેજો યાદ
દીનની એજ છે દાદ, યદુપતિ સદૈવ રહેજો યાદ.
હૃદયના વાશી રે, ના શકું ઉપાસી રે
આપ કૃપા કરીને થયા વ્હાલા,
દર્શન દીવ્ય દીધાં દેવ વ્હાહુવા,
ભાવ વધારી ભલે ઉર ભાવ્યા,
તર્ક વિતર્ક તમામ શમાવ્યા,
પ્રભુ પામ્યાં પ્રીત-પ્રસાદ,
યદુપતિ સદૈવ રહેજો યાદ—
શુચી સહુમાને રે, ધારે છે દયાનેરે.
સંતો કરે તેજ કરવાને ચહીયે,
સંતજ અંતમાં ઠરવાને ચહીયે.
આશા ખરી એ અંતરની કહીયે,
પૂર્ણ વિશ્વાસ ધર્યો છે હઇએ.
નહી સહીયે અનુ વિશાદ—
યદુપતિ સદૈવ રહેજો યાદ—

પદ ( ૫ ) ગરબી “ બ્હેનો તમે ભાવ સહીત ભણજો ” એ રાગ.

બ્હેની મને ભાવ્યા યાદવના પતિ,
અમારી તમારી એ અંતગતિ. બ્હેની.
નારાયણ કૃષ્ણરૂપે પ્રકટ્યા,
અર્ચા થઇ અમ કાજે અટકયા. બ્હેની.
જાતાં બ્હેંન આવી મળ્યા વાટે,
મલપતા મોહન રાજવી ઠાઠે. બ્હેની.
ચોર્યું મ્હારૂ ચિત્ત પ્રીતી બાંધી,
મેં પણ મનથી સગાઇ સાંધી. બ્હેની.
સંભારૂં કે ઉરમાં પ્રકટ થાતા,
સાચા સ્વામી સ્મરણે એ સુખદાતા. બ્હેની.
દહાડે દહાડે પ્રકટ અધિક થાશે;
અનુ અંતે ભવની ભાવટ જાશે. બ્હેની.

પદ ( ૬ ) રાગ એજ.

માતા મ્હારી યદુપતિની રાણી,
શ્રી રૂક્મિની ચતુર્ભૂજા જાણી. માતા.

દેવીયોની દેવી સહુથી વડી,
ભલા ભાગ્યે આપજ નજરે પડી. માતા.
સેવી અમે તેમ સેવે જાશું,
સાચી માડીને ન કેમ વ્હાશું ? માતા.
અમૃત પાઇ અમર શુચી કરશે,
સંગીપતી સંગ સદા ઠરશે. માતા.
જેનાં છઇએ તેનાં સાચાં થાશું,
અનુ હુવે ભવમાં ન ભટકાશું. માતા.

પદ (૭) કંગનવા મોરો. (એ રાગ.)

જય યદુગિરિપતિ યદુગિરિની રાણી,
જય દિવ્ય દંપતિ, નમીયે જોડી પાણી.
માત પિતા સુખદા છઇએ શિશુ દુખદા
કરૂણાથી ડાહ્યાં કરજો, શ્રદ્ધા સાચી ઊર ભરજો;
કરજો અનુજીવન–અવિનાશી! ઊમદા.
જય યદુગિરિપતિ.

પદ (૮) પ્રભાતીયું.

પ્રાત સ્મરૂ યદુનાથ રમાપતિ
  કૃષ્ણચંદ્ર સુખકારી,
ગિરિવાસી બનો હૃદયવિલાસી,
  ઇશ ઉપાસી જાઉં વારી. પ્રાત.

પ્રણમી પાદે અતિ આલ્હાદે,
  હાથ જોડી રાખી જારી
ઉપકારો સ્મરી સ્મરી ફરી ફરી
  જગજીવન જાઉં બલીહારી. પ્રાત.

શ્યામ છબી મહા સુંદર મનહર,
  તેજપુંજ અઘતમહારી
દૃષ્ટી અમૃત વૃષ્ટી કારી
  નાંખો અમપર અસુરારી. પ્રાત.

શુદ્ધ થઇ સેવા સુખ લઇએ
  ચહીયે અધિક મુરતી પ્યારી

શું દઇએ આપનું દીધેલું
 છઇએ સદૈવ આભારી. પ્રાત.

વારવાર હરી નમસ્કાર છે.
 હરખું નખ શીખ સંભારી
પ્રેમ પુષ્પ અરપું અનંત પતિ
 સ્નેહ વડે લ્યો સ્વીકારી પ્રાત

પદ ( ૯ ) રાગ પ્રભાતીયું " જાગોને જગાધીરાજ " એ રાગ.

મંગલ હો યદુનાથ શ્રી મંગલકારી
માતપિતા શ્રેયપ્રદા જય જય દુખહારી. મંગલ હો.
દિવ્ય દેવ, દેવી દિવ્ય, ઇશ શક્તિ ત્હારી.
ઉભય એક સહુ વિવેક માનીયે મુરારી. મંગલ હો.
દીન બંધું દેવ દેવ કૃપા રાખી જારી,
 ધન્ય ધન્ય ધન્ય કહું સહુ સુખ સંભારી. મં.
આશા અવિનાશ હજી છે સદા તમારી
 સેવાની અભિલાષ ખાસ છે અમારી. મં.

આપ સંગ એજ શ્રેય-સાચું અવિકારી,
આપશો પ્રસંગ એજ અનંત ઉપકારી. મં.

પદ (૧૦) પ્રભાતીયું "પઢોરે પોપટ" એ રાગનું.

પ્રભુજી યદુપતિ કેશવા
કૃષ્ણ ચંદ્ર કૃપાળા,

આપ અમારા ઇષ્ટ છો દેવ,
યશોદાના લાલા-પ્રભુજી યદુ પતિ.

બાળપણેથી બાપલા, ઓળખાયા છો આપે,
વય સાથે જાણ્યા વધુ, તે એ આપ પ્રતાપે. પ્રભુજી.

માન્યા મનથી માધવા, જીવ જીવન સાચા,
આણ્યા ઉરમાં ઓળખી, છે વિચારો ન કાચા. પ્રભુજી.

શુદ્ધ પ્રબુદ્ધ થશું હજી, તજી અઘતમ પૂરાં
અંતે અનંત આપજો, સ્વામી સુખડાં મધુરાં. પ્રભુજી.

પદ (૧૧) ગજલ " સુનો તુમ યાર " એ રાગ.

પ્રભુ પ્યારા પિતા મ્હારા
ધણી ધાર્યા યદુનાથા.
સદા સારા નથી ન્યારા,
સ્વીકાર્યા સામળા ત્રાતા.
ખરા કર્તા અમારા છો,
ખરા ભર્તા અમારા છો;
ખરા વરત્યા ન ન્યારા છો,
ભાવિકને ભાવે દેખાતા. પ્રભુ.
સુખો મળતાં બધાં તમથી,
દુઃખો ટળતાં બધાં તમથી.
થતાં પાપો વિવિધ અમથી,
તદપિ નવ તાત રીસાતા. પ્રભુ
સદા ઉપકાર કરનારા,
સદા દુઃખ દોષ હરનારા,

છઇએ તમથીજ તરનારા,
તારૂ ત્રણ લોકે વખણાતા. પ્રભુ

તમારાં થયાં પ્રભુ તનથી,
તમારાં થયાં વિભૂ મનથી.

વ્હાલા જાણ્યા છે જીવનથી,
ગુણો ગાતાં નથી ધરાતા. પ્રભુ.

સદા તમને જ ઉર સ્મરીયે,
સદા પ્રિય સેવ તવ કરીયે,

અનુ એ આશ ઉચરીયે,
પૂરી કરજો પુરા દાતા. પ્રભુ

પદ (૧૨) રાગ એજ.

નમું જગદીશ જયકારી,
યદુનંદન રમા સ્વામી.

ધરૂં પદ શિશ છબી ધારી,
ઉરે અવિનાશી ગુણગ્રામી.

ચદ્દગિરિવાસી સુખરાશી,
  પ્રકાશિત છો પૂરણ કામી;
નમામી નાથ વિનવું છું,
  હરો મ્હારી બધી ખામી. નમું.
શ્રી દર્શનની પીપાસા છે,
  શુચી સેવાની આશા છે,
તમારા દાસ ખાસા છે,
  કરો તેવા સદ્ગુણગામી. નમું.
શુચી તનથી થઇ રહીયે,
  શુચી મનથી બની જઇએ,
શુચી પ્રીતિ ધરી ચહીયે,
  રહે તે ચીતમાં જામી. નમું.
કરી છે માગણી ભારે,
  નથી મ્હોટી પ્રભુ તારે.
વિસારે અનુ કદી તદપી,
  લેજો સુધ રંકની સ્હામી. નમું.

પદ (૧૩) રાગ એજ.

જગતના તાત જદુનાથ,
  પિતાજી હું તમારી છું,
પ્રજામાં એક હું પણ છું,
  સમજી તમથી ન ન્યારી છું.
હૃદયમાં ઇશ રહેનારા,
  ચહું ચિત્ત દેવ દેનારા,
મુરતીમાં સેવ લેનારા,
  અનાદિથી આભારી છું. જગતના.
જગાડી ઉંઘથી જેવી,
  લગાડી પાદમાં તેવી,
સદા સુખથી શકું સેવી,
  એ ઉત્તમ આશ વારી છું. જગતના.
પતિત પાવન ગણાયા છો,
  દાતા દેવા જણાયા છો,

છો વખણાયા શુચી જનમાં
 હું તો હજી મૂઢ નારી છું. જગતના.
કરૂં છું માગણી સાચી,
 ન રહેવા દ્યો હવે કાચી,
ફરૂં વિષયે નહીં પાછી,
 અનુ લેજે સ્વીકારી તું. જગતના.

પર (૧૪) ગરબી " મહાકોપ થયો છે " એ રાગ.

વ્હાલા વ્હાલે વરૂં છઉં આપને જો.
યદુગિરિપતિ અમાપ પ્રતાપને જો. વ્હાલા વ્હાલે.
જાણ્યા જોયા મોઘું મુજ ચિત્ત છે જો,
 લાલા આપની તો પૂર્વથી પ્રીત છે જો. વ્હા.
મ્હોટા દેખાઇ મ્હોટી તમે કરી જો,
 મ્હોટી રાખો કૃપાથી ખરેખરી જો. વ્હા
બીજા કોને શાને ચિત્ત ચહું હું જો,
 જેની છું હું તેની નિત્ય થાઉં હું જો. વ્હા

તમે સૌથી મ્હોટા સહુ વાતથી જો,
 થઈ અર્પણ જીવન હું તો જાતથી જો. વ્હા.
મ્હારૂં એજ છે તમારૂં અનુપતિ જો,
 હવે તો છો ગિરિપતિ તમે ગતિ જો. વ્હા.

પદ (૧૫) રાગ એજ.

જાણીસાચે સાચી શ્રીજી માત છે જો,
નામે કમળા કમળ જેને હાથ છે જો. જાણી.
યદુગિરિ પ્રતિ પતિગ્રહે વાસ છે જો,
 ચતુર્ભુજ શ્રી સહુની સુખરાશ છે જો.
ત્હારી પ્રજા અમે પ્રણમીએ પદાળજમાં જો,
 જાણ્યા સુખડાં મહાન ત્હારા રાજયમાં જો.
ખરાં દાતા દૈવત લહ્યાં દંપતિ જો,
 યદુગિરિનાથકી અને યદુપતિ જો.
માતપિતા હવે દેશો માં વિસારવા જો,
 પ્રકટ થયાં રહ્યાં અનંતને તારવા જો.

પદ (૧૬) " મને મુકીને ગયો છે " એ રાગ.

અમે આપનેજ સત્ય સગા માનીયે જો.
મદુનાથ જગન્નાથ વશ્યા સાથ કૃપાનાથ
આપનેજ સત્ય—

માતા પિતા પતિ પુત્ર બંધુ વીરલા રે.
ગુરૂ પુજ્ય ભૂપ વડીલ સર્વ ભાત કૃપાનાથ—આ.

તમે વૈદ્ય તમે વસીલો વિશ્રામ છો જો.
સલાહુકાર સાહ્યકાર દીવસરાત કૃપાનાથ.—આ.

આનપાન માનજ્ઞાન આપ આપતા જો
તમે કાપતા અઘો દુઃખો અગાધ કૃપાનાથ—આ.

પ્રેમી પરીપૂર્ણ આનંદ નિધાન છો જો.
સદા સરવસ્વ છો તમે, સર્વ ભાત કૃપાનાથ—આ.

અનુ રંકહીન દુખી દાસ આપના જો,
ફરી ફરીને નમીયે જોડી હાથ કૃપાનાથ, આપનેજ.

પદ (૧૭) "ચરણ કમળમાં" એ રાગ.

વિશ્વમાં મળી ગયો અમને તો વિસામોરે,
યદુનાથ સાક્ષાત પ્રસિદ્ધ, પુરી ધામો રે, વિશ્વમાં.
શ્યામલ સ્વરૂપ જગ ભૂપ એ અનાદિરે.
પ્રજા અમે એની એથી, જાશે પીડ બાધીરે. વિશ્વમાં.
માણીયે એ ધ્યાને વખાણીયે એને ગાને રે
મનુષ્ય શું ઋષીદેવ અને એને માને રે. વિશ્વમાં.
લક્ષ્મીજીના સ્વામી એજ છે અંતરયામી રે,
એથી પૂર્ણ થાશું પ્રભુ, એછે પૂર્ણ કામીરે. વિશ્વમાં.
બીજું કે બીજાને ચિત્તે ચહીયે હવે શાનેરે
માગીયે હે અનુધણી! સદા આવો ધ્યાનેરે.વિશ્વમાં.

પદ (૧૮) રાગ એજ.

અદ્વિતીય માતાપિતા, સાચાં છે અમારે રે.
જાણ્યાં માન્યાં આણ્યાં ઉરે ઓળખીને પ્યારે રે
યદુગિરિ નાથ યદુન્યાથકી તે શ્રીજીરે

મ્હોટાંથી મ્હોટાએ છોટાંથી,એ રહે રીઝી રે.અદ્વિતીય.
એનું આપેલુંજ એને પ્રીતિ વડે દેવું રે
માને મ્હોટી સેવા એ તે મ્હોટું મન કેવું ? રે.
અદ્વિતીય.

કાપી સકે કષ્ટ બધાં આપી સકે ધાર્યુ રે
પાપીને પાવન કરી જીવન સુધાર્યું રે. અદ્વિતીય.
પૂરાં પવિત્ર કરી રાખશે સદા સાથેરે,
અનંત કૃતાર્થ થશું અવિનાશી જાતેરે. અદ્વિતીય.

પદ (૧૯) ' દીનનો દયાળ " એ રાગ.

વારવાર નમસ્કાર યદુગિરિ સ્વામી
યદુગિરિ સ્વામી નાથ નમામી નમામી. વારવાર.
શ્યામવર્ણું ચતુર્ભુજા સુંદર અભિરામી,
રાજીવ લોચન વિશાલ દયા સુધા ધામી. વાર.
મંદ સ્મિત શંખ ચક્રધારી બહુનામી,
દ્વારકેશ વિઠ્ઠલેશ આપ સુગુણગ્રામી. વાર.

શ્રીપતિ ભૂમિપતિ રાધિકાપતી સ્વામી,
સીતાપતિ આપ બાપ સાચા સુખધામી વાર.
દીધાં દર્શન દયાળ સુધ લીધી સ્હામી,
અનંતવૃત્તિ પદાબ્જ પ્રતિ રહો જાગી. વાર.

પદ ( ૨૦ ) રાગ એજ.

શ્રીજી જગતમાત દીવ્ય માત ખરી મ્હારા,
પટરાણી પ્રભુ તણી દેવી દયા ધારી શ્રી.
ચતુર્ભુજા પતિ તુલ્ય દીવ્ય દેહધારી,
દયા સુધાયુક્ત દૃષ્ટી અમપર પ્રસારી. શ્રી.
બે કરમાં કમળ માત અભયની દેનારી,
ચરણ શરણ શીખવતી શિશુ શ્રેયકારી. શ્રી.
ધન્ય ભાગ્ય આવી ભલે વારી અમારી,
ઓળખી અનન્યભાવ ધારીને સ્વીકારી. શ્રી.
શુદ્ધ કરી સ્વામી સેવ કરાવીને પ્યારી,
જોડજો અનંત સદા આશ એ અમારી. શ્રી.

પદ ( ૨૧ ) રાગ " પ્રભુ ખબર અમારી " એ ગરબીનો.

સ્વામી સંપતિ કુમાર અમે ઓળખ્યા રે.
મીઠા દીઠા યદુગિરિ પ્રતિનાથ જગતાત.
સંપતિ કુમાર.–

વર્ણ છે સુવર્ણ ચતુર્ભુજ શ્રીપતી રે,
શંખ ચક્ર ગદા અભય પ્રદા હાથ.જગતાત.સં.

ચાલ ચાલે મલકાતી મન મોહનારે;
વાજાં ગાજાં છડીછત્ર ચમર સાથ. જગતાત.

પદે પદે જનો પદે પડી પૂજતાંરે,
પતિ ભુઝતા સ્તવતા જોડી હાથ. જગતાત.

વારો અમારો એ આવ્યો એ બધાવિશેરે,
નેહે નીહાળી સફળ કરી જાત. જગતાત.

વ્હાલા વસજો હૃદયમાહે વ્હાલથી રે,
દેજો દીવ્યસ્વાદ અનુસ્મરણ સાથ. જગતાત.

પદ ૨૨ રાગ એજ.

સ્વામી સંપતકુમાર સુખદાયી છે રે,
એજ કૃષ્ણચંદ્ર એજ શેષશાયી પાહી પાહી. સં.

ગયા દીલ્લી અવતારી પ્યારી કારણે રે,
રહ્યા લેવાને સેવ ચિત ચાહી, પાહી પાહી. સં.

સ્વામી રામાનુજનને જણાવી સ્વપ્નમાં રે,
આવ્યા દક્ષિણમાં દેવ રહ્યા સ્થાયી, પાહી પાહી.સં.

સભા માંહે ચાલી આવ્યા સર્વે દેખતાંરે,
બેઠા ખોળે યતીશને લોભાઇ, પાહી પાહી. સં.

પૂર્યો પરચો બીબીને સ્વીકારીને રે,
અનુ આશા છે એજ ઊરમાંહી, પાહી પાહી. સં.

પદ ૨૩ મું "ઓધવજી કરમનકી" એ રાગ.

. નમું શ્રીનૃસિંહ સ્વામી સુખકારી,
પોઠ પીઠ દીવ્ય દેહધારી. નમું.

યદુગિરિમાં કલ્યાણી સર,
તીર્થ છે પાવનકારી.
તે પર ગિરિપર ઊંચે બેઠા,
ધન્ય ધણી બલીહારી. નમું

દૂર થકી ગોપુર તમારૂં,
દે દર્શન અઘહારી
ખેંચે ચિતને પ્રીત પ્રજાની,
ચાલ્યા આવે નરનારી. નમું

પદે પદે ઊંચે ચઢાવતા,
રહે નીચા સંસારી;
ઊંચ અતિ ઊંચાને સારૂ,
સૂચવતા ચક્રધારી. નમું

દર્શન દીધાં પાવન કીધાં,
પ્રસાદ જણુંચો ભારી;
અનુ કૃપા આપોથી કીધી,
લીધા ઊરે ઊતારી. નમું.

પદ ૨૪ રાગ એજ.

જગે જગ છો શ્રી નૃસિંહ દયાળુ પિતા,
  પ્રેમે પ્રત્યક્ષ નિહાળું   જગે જગ.

પ્રકટ થયા પ્રલ્હાદ નિમિત્તે,
  તેજ તમે છો કૃપાળુ;
પાપી તો પણ પ્રજા તમારી,
  ધન્ય નેહથી નિહાળું.   જગે જગ.

જળ સ્થળમાં વ્યાપક સર્વેશ્વર,
  હુંએ આપથી મ્હાલું;
અજસુરને કંપાવ્યા સ્વામી,
  અમને તો સુખ આલ્યું.   જગે જગ.

પ્રસાદ પામ્યાં દુખડાં વામ્યાં,
  લાગ્યું રૂપ રૂપાળું;
અનંત અપૂર્વ અનુભવ આપો,
  ઇચ્છું ભવ્ય હું ભાળું.   જગે જગ.

પદ ૨૫ ધનાશ્રી.

શ્રી નૃસિંહ ભગવાન, નમન છે, શ્રી નૃસિંહ
ભગવાન;
પ્રણમું ધારી ધ્યાન, નમન છે.

સાચા સ્વામી અંતરયામી
સર્વેશ્વર શ્રીમાન. નમન છે.

તમે અમારા અમે તમારાં,
પિતા પુત્ર અસમાન. નમન છે.

તમેજ જીવન શ્રીમન્ દ્યો છો,
ખાનપાન સનમાન. નમન છે.

અનુ રંક અંજલી કરીને,
કરીયે તવ ગુણગાન. નમન છે.

પદ ૨૬ રાગ એજ.

નૃસિંહનોજ પ્રતાપ અમારે નૃસિંહનો જ પ્રતાપ:
એજ માતને બાપ, અમારે.

તનથી નમીયે મનથી સ્મરીયે,
  જપીયે એના જાપ. અમારે.

ધરીયે ધ્યાન ઉચરીયે ગુણગણ,
  એવી કૃપા અમાપ. અમારે.

સુધારતા એ ઉદ્ધારતા એ,
  હરે જતા એ પાપ. અમારે.

મુખ દેખાડી અનુ ઉર પાડી.
  એવું એની છાપ. અમારે.

પદ ૨૭. રાગ ભૈરવી "દાતા દેને વાલા હૈ" એ રાગ.

યાદવોના પ્યારાપતિ એજ મારા નાથ છે.
એજ મારા નાથ છે એજ મારા તાત છે.
યાદવોના પ્યારા.
ક્ષીર સાગરે એ પોઢે, એજ રમે રાધા જોડે,
રૂક્‌મીણી સજોડે શોભે એજ સહુ સાથ છે.
શ્રી ભૂમિના એજ સ્વામી, એજ છે અંતરયામી,

લાલજીએ બહુ નામી સેવે શુચી જાત એ,
ઓળખ્યા પૂરા ગિરિમાં નારાયણ નગરીમાં,
અનુ લાવણ્યની સીમા, દેવ દીવ્ય ગાત છે.

પદ ૨૮. રાગ એજ.

માત મ્હારી શ્રીજી સારી સદા રહે સ્હાય તું
સદા રહેજે સહાય તું, પડું ત્હારે પાય હું. માત મ્હારી.
બાળક બેભાન હતાં, તેને તમે થયાં છતાં,
ટાળ્યા પાપો પ્રીતે બધાં, માન્યુ ચિત્ત ચાહ્ય તું
ભક્તિ તે વધારી મ્હારી, મૂર્તિ તે કરાવી પ્યારી,
માણું મોજ ધ્યાને ધારી, અનુનો ઉપાય તું.

પદ ૨૯. રાગ ભૈરવી, ઢાળ જૂદી.

શ્રી યદુપતિ યદુગિરિ નાથકી જોડી,
સ્તુતિ કરૂં તે થોડી, શ્રી યદુપતિ.

માતપિતા શ્રી કૃષ્ણ રૂકિમણી,
છબી લગી ચિત્તમાં ચ્હોડી. શ્રી યદુપતિ.

તેજપુંજ લાવણ્ય નિધિ બેઊ,
દે અઘ બંધન તોડી. શ્રી યદુપતિ.
અનુદંપતિમાં સુખડાં સઘળાં,
પામીશ જાઊ ન છોડી. શ્રી યદુપતિ.

પદ ૩૦. રાગ એજ.

નમું શ્રી કૃષ્ણ રૂક્મિની રાણી,
ગિરિ પર જોડી જણાણી. નમું શ્રી કૃષ્ણ.
દક્ષિણ બદ્રીનારાયણ સ્થળ,
પુરી જગમાં પંકાણી. નમું શ્રી કૃષ્ણ.
પતિત પાવન અધમ ઓધારણ,
છાપ વિશ્વે વખણાણી. નમું શ્રી કૃષ્ણ.
અનુ ઊભયમાં ચરણ કમળમાં,
પ્રણમું જોડી પાણી. નમું શ્રી કૃષ્ણ.

પદ ૩૧. રાગ કાફી

સંપતિકુમાર નાથ અમારા, સંપતિકુમાર નાથ.
જગતના જન સર્વે તો નામે,

ન જાણે સંપતિકુમાર નાથ,
સુંદર શ્યામ ચતુર્ભુજ સ્વામી, શંખ ચક્ર બે હાથ,
શ્રી શ્રીવત્સ ઉર કીરીટ શીરપર,
એથી ઝટ પરખાત, જગતના.

શ્રી ભૂદેવી બે બાજુપર પ્રકટ દીસે દીનરાત,
પતિ રીઝાવે પતિતો માટે,
શરણો થતા સંનાથ જગતના.

મહીસૂરમાં મેલકોટાપર, દર્શન દે સાક્ષાત,
અનંત પર અનંત કરૂણા કરી,
કરી કૃતારથ જાત, જગતના.

પદ ૩૨. રાગ ચોજ

સ્વામી ધાર્યા શીશ, અમે તો સ્વામી ધાર્યા શીશ.
હતા તે છત થયા ને ચઢ્યા ચિત્તથી. સ્વામી
દેવ દ્વારકાપતિ દયાઘન, રામાપતિ જગદીશ.
દક્ષિણમાં નારાયણ ઉરમાં દીઠા ભૂલી ન જઈશ, હતા તે.

લટકાળી ચાલે ચાલંતા, ફરી ક્યારે નીરખીશ
એ અજવાળી આશ્વીન નીશ સુખ, પુની શું કદી
પામીશ. હુતા તે.

ભુલું કુલું તોએ કૃપાળુ, કદી ન કરશે રીશ.
ચહી ચીતે તે છબી સુપ્રીતે, સેવું સ્મરી દિનનિશ
ધ્યાને ધાર્યા ઊરે ઊતર્યા, તે નિત્ય ધ્યાન ધરીશ.
અનંત અનંત મળીશ શુદ્ધ થઇ, વ્હાલાનેજ વરીશ.
હુતા તે થયા.

પદ ૩૩. ધીરાના પદનો રાગ.

ધીંગો ધણી માથે રે, ધારે તે બડભાગી.
નાથે સ્વપ્રતાપે રે, અમારી તો ભીડ ભાગી. ધીંગો.

તેડાવી દેખાડી છબીને,
પુનિત લગાડી પ્રીત,
વ્હાલ વધારી દહાડે દહાડે,
કરાવશે એ મીત,

એને ધામે જાશું રે,
એના જેવાં થઈ જાતે, ધીંગો ધણી.

મુરતીમાં હુ પુરતી માનું,
હાલ સેવું દીન રાત;

ખ્યાલ બીજો આણું ઉર શાને,
એજ સ્વામી સાક્ષાત,

સેવા દેવા સારૂ રે,
હોંશે વસે અમ સાથે, ધીંગો ધણી.

અનેક રૂપ ધરૂં અવિનાશી
ઈષ્ઠ અમારૂં એજ.

હું એનો ને એ છે મ્હારા,
જોડી મળી ગઇ સ્હેજ,

ધન્ય અનુ સ્વામી રે,
રીઝયા પૂરા રંક માથે. ધીંગો ધણી.

પદ ૩૪. રાગ આશાગોડી.

કામ બીજાનું શું છે ?
  અમારે, કામ બીજાનું શું છે.
જગજીવનથી જીવવું છે, અમારે.
એણે રક્ષ્યાં પ્રલયે ઉદરે,
  તન એથીજ મળ્યું છે.
એણે પાળ્યાં પોષ્યાં પ્રેમે,
  એ ધારે તે થવું છે. અમારે.
એજ પતિ પિતુ ઇશ અનાદિ,
  સગપણ એજ નવું છે.
ભૂલ્યાં ને ચેતાવ્યાં ચતુરે,
  હવે નહી ભૂલવું છે. અમારે.
રાતદિવસ બસ રટણજ એનું,
  અંતે એને મળવું છે.
એનાં સુખડાં અનંત મળશે,
  ફરી ન કષ્ટ થવું છે. અમારે.

પદ ૩૫. રાગ એજ.

સંપત કુમાર સ્વામી,
  ભવોભવ, સંપત કુમાર સ્વામી.
ધ્યાન ધારી નમું શીર નામી,
  ભવોભવ સંપત કુમાર સ્વામી.
યદુગિરિ વાશી સ્વયં પ્રકાશી,
  સુખરાશી ગુણગ્રામી.
ચતુર ભુજાળા કરી ચતુરાઇ,
  હરશે સઘળી ખામી. ભવોભવ.
રાજીવ નયને વશ કરી મનને,
  પ્રીત રાખશે જામી.
સેવ કરાવી શુચી ઠરાવી
  દેશે અનંત ગુલામી. ભવોભવ.

પદ ૩૬. "મોરી કર પકરત ગઇ બંગરી" એ રાગ.

મારો ચાહે તારો હરિ આશ્રય તમારો.
સાચા સ્વામી અંતરયામી,

જીવ સદૈવ છે દાસ ન ન્યારો. મારો.
ભૂલોની ભગવાન ક્ષમા દો,
કૃતિમતિ પતિ સહુ ઘટતી સુધારો. મારો.
સેવન લ્યો તન મન ને ધનથી,
સફળ કરો અનુનો જનમારો. મારો.

પદ ૩૭. રાગ એજ.

માતાને પિતા છે મ્હારે શ્રીને શ્રીના સ્વામી.
યદુગિરિ નાયક દેવી નાથકી,
નીરખ્યા નયનથી નહી રહે ખામી. માતા.
મનને ભાવ્યાં માન્યાં માલીક,
આજ લગી વય ખોઇ નકામી. માતા.
ચેતાવ્યા સ્વામીએ સવેળા,
તેમજ જાશે વિઘ્ન સહુ વામી. માતા.
અનંત ધ્યાને ધ્યાયી ચાહી ચિત્ત,
કહું મુખથી એ નમામી નમામી માતા.

પદ ૩૮. " આ સ્વાર્થી જગમાં " એ રાગ ખમાચ

શ્રી સંપત કુમાર સ્વામી,
ધાર્યા ધણી ચિત્તે પ્રીતે.
ધણી ચીતે પ્રીતે રહ્યા,
રહેશે સંગે નિત્યે શ્રીસંપત—
શ્રી કૃષ્ણ ચંદ્ર કૃપાથી પ્રકટયા,
કલિમાં જન નિમિતે રે.
ભાગ્યશાળીને ભાવે ફાવે,
એજ જગત ઝીતે. શ્રી સંપતકુમાર.
સહુના સરખા સાચા સ્નેહી,
ચહે તેમ ચહે ચિતે રે.
કૃપા કરીને ભરી ભક્તિ ઊર,
સંતોષે સુ રીતે. શ્રી સંપતકુમાર.
અનંત અનુપમ અનુભવ આપ્યો,
મળે સ્મર્યાથી તે,
સેવાથી દેવા રીઝે છે,
કરૂં એજ નિત્યે. શ્રી સંપતકુમાર.

પદ ૩૯. રાગ એજ.

શ્રી સંપતકુમાર સ્વામી,
મ્હારા દોષ બધા હરજો.
દોષ બધા હરજો દેવ,
દીલથી નવ વિસરજો. શ્રી સંપતિકુમાર.
ચહ્યું અમારૂં કહ્યું અમારૂં,
પ્રિય ધ્યાને ધરજો રે.
પ્રતાપ જણવીને પુરૂષોતમ.
ભાવ હૃદય ભરજો. શ્રી સંપતકુમાર.
સદૈવ વસીયે સત્સંગે,
ઊર ઉમંગ ઉભરજો રે,
નવા નવા દઈ લ્હાવ,
લાલજી વ્હાલ ધરી વરજો. શ્રી સંપતકુમાર.
અંતે શુદ્ધ પ્રબુદ્ધ કરીને,
આ વિયોગ હરજો રે.
નિત્ય સેવમાં નિત્ય અનુને,
નિત્ય કિંકર કરજો. શ્રી સંપતકુમાર.

પદ ૪૦. પ્રભાતીયુ,

પ્રાત સમય પરમેશ્વર ત્હારૂં,
ધ્યાન ઉમંગે ધારૂં છું.
યદુગિરિ વાશી સ્વયંપ્રકાશી
ને સ્નેહે સંભારૂં છું. પ્રાત સમય.
માનું સ્હામા સત્ય વિસામા,
ઉભા અવિનાશી જાતે.
કિરીટ ધારી ઉરશ્રી પ્યારી
શંખ ચક્ર શોભે હાથે. પ્રાત.
દ્યો છો અભય કરો છો નિર્ભય,
પદ હૃદયમાં પ્રેમે નમતાં
અમને મળ્યા તેમ નવ તજશો,
ન રાખશો ભવમાં ભમતાં. પ્રાત.
આપ વિશે મન લાગ્યું રહેને;
તનધન સેવ કરે જાજો.
અંતે અનંતપતિ તારજો,
બાંહ્ય વિષમ સમયે સ્હાજો. પ્રાત.

પદ ૪૧. રાગ સોરઠ

મ્હારી અંત સમય શુધ
લેજો સુંદર શ્રી હરી રે.
વિનવું ફરી ફરી રે. મ્હારી ટેક.
અંતે આ સહુ તજવું પડશે,
બાકી સાકી પાપ કનડશે,
વૃત્તિ રાખજો રોકી જાઉ ન વિસરી રે, મ્હારી.
છુટે વિષમી સકળ પિપાસા,
ઉરે ઊઠે આપની અભિલાષા.
ભવ્ય ભાસજો અંતરજામી અઘો હરી રે. મ્હારી.
માગુ ક્ષમા સેવાને પ્રીતિ,
વય એળે ન જવાદ્યો વીતી
રહે પ્રતીતિ અંતુ તો જ સકુ તરી રે. મ્હારી.

પદ ૪૨ રાગ એજ.

માધવ ખરેખરી મરજી
છે મુખથી તે કહું રે,

ચિતથી તે ચહું રે માધવ.

જગ વિષયોનું ઝેર ઉતારો,
આનંદમય આનંદ વધારો.

કૃપા કરો કેશવ ન કષ્ઠ,
વધતાં સહું રે. માધવ.

સેવ કરાવો નાના ભાતી,
ભાવ વધારો દિન ને રાતી;
પંચાતીયો પતાવી દ્યો બીજી સહુ રે. માધવ

જગત જનોની રહે ન પરવા,
ઇચ્છુ સદૈવ પદાબ્જ સ્મરવા;

અનંત ગરવા ગાવા,
ગુણો ફરી ફરી રે. માધવ.

પદ ૪૩ "કોઇ પુછેરે હરીરસ હોયે કેવો" એ રાગ.

નહી પૂરણરે જગ ઇશ્વરને જાણે,
મતિ સમ પ્રિયતમને માણે.

શાસ્ત્રે અમને સમજાવ્યું રે,
મહા મહાત્મ્ય ઊરમાં આવ્યું રે.
છે વ્હાલ અકથ ઉપજાવ્યુંરે,
ગુણ એનારે ઋષિ મુની સંત વખાણે. મતિ.
જગવ્યાપી વૈકુંઠવાસી રે,
અંતરજામી અવિનાશી રે,
સકીયે સ્નેહથી ઉપાસીરે
મૂરતીમાં રે, મનમાં, ભાવ પ્રમાણે. મતિસમ.
શ્રીમન્નારાયણ નામી રે,
રામ કૃષ્ણ એ સુખધામી રે.
શંખચક્રધર વીણ ખામી રે,
શ્રી સ્વામી રે પ્રકટયા બહુ ઠેકાણે. મતિસમ.
સાચાં પીતુ ને માતાને,
ઓળખ્યાં ખરાં દાતાને.
અનુ લહ્યાં સત્ય ત્રાતાને,
ચિત ચોર્યુંરે સંપતકુમાર શાણે. મતિસમ.

પદ ૪૪ રાગ એજ.

શું કહીયેરે અમને સુખ છે કેવું,
સુખથી બનતું નથી કહેવું.
અનુભવી વિષયનાં સુખીયાં રે,
અંતે દીઠાં તે દુખીયાં રે.
શ્રી સ્વામી થકી વિમુખીયાં રે,
નથી ઇચ્છયું રે અમે વિશ્વમાં વહેવું. સુખ.
આનંદનિધિ અવિનાશી રે,
સુખ માત્ર તણા છે રાશી રે.
સ્નેહે સકીયે એ ઉપાસી રે
ઉલ્લાસીરે પળપળ નવું સુખ લેવું. સુખ.
જીવજ્યોતિ કિરણ તમામ રે,
એ અનુભવ અનુપમ પામે રે.
અજ સુખે તુચ્છ એ સ્હામે,
દુઃખ વામે રે નિત રહે આ સુખ તેવું. સુખ.

અનુ સેવન જ્યાને મળતું રે,
  મહીંથીજ મહાન નિકળતું રે.
નરતનથી સાચું રળતું રે,
  લહે ફળ તું રે, અન્ય ન જેના જેવું સુખ.

પદ ૪૫ રાગ પીલું.

નાથ હવે ગ્રહો હાથ કૃપાથી,
  થાઓ પ્રત્યક્ષ પ્રભુ નિતસાથી.
જાણ્યા માન્યા ઉરમાં આણ્યા,
  બન્યું બધું મુજ તવ કરૂણાથી. નાથ,
ભવિષ્ય વશ ભગવાન મ્હુમારે,
  ક્ષમા કરો સહુ દોષ દયાથી. નાથ.
સેવ ચહી ત્હારાં થઇ રહેવા,
  ચહીયે ચિતથી હરી દિનરાતી. નાથ.
પાડય ગાડું અનુનું ઠેકાણે,
  પતાવ્ય પરમેશ્વર પંચાતી. નાથ.

પદ ૪૬ રાગ એ૦/.

સેવ ફરી ફરી સેવક માગે,
સત્ય સ્વામી શ્રીવર તવ આગે. સેવ.
તારા વિણ્ છે તમામ દુઃખકર,
શાંતિ થશે એ સમસ્ત ત્યાગે. સેવ.

તન મન જીવનભર ભગવંતા,
રગ રગ પળપળ રંગીન રાગે. સેવ.

વ્હાલ જણાવું ધન સાધનથી,
દિન દિન પ્રિય તું અધિકો લાગે. સેવ.

આશા પુર શ્રીનિવાસ અનુની,
રંક કરે શું? પાયે લાગે. સેવ.

પદ ૪૭ સીયાનો કાનરો.

સ્નેહ સત્ય તુજ સામળીયાજી,
રહું બીજામાં રોવા- રાજી. સ્નેહ.

મળે બીજુ તેટલે અંતમાં,
  વૃતિ રહે વિયોગે દાઝી. સ્નેહ.

સ્થાન સ્વભાવ પ્રભાવ જવાનો,
  રાજી તેમ દેતાં નારાજી. સ્નેહ.

તુંજ સ્થિર પૂરણ પ્રીતિ સ્થળ,
  જગની પણ તારે વશ બાજી.

અનંત ખરી જગે વળગ્યો છું.
  કૃપા જણાવજે તાજી ઝાઝી. સ્નેહ.

પદ ૪૮ રાગ એજ

સાચું સારૂં તુજથી થાશે,
તાત ત્રિવિક્રમ છઉં વિશ્વાસે. સામું.

શરણ થયો છઉં ચરણ કમળમાં,
પ્રભુજી આવી વરયા છો પાસે. સામું.

સેવા લ્યો છો નિજ સુખ દયો છો,
એથી દ્રા બાંધી છે આશે. સામું.

નંહી ખીજશો વધુ રીઝશો,
તમામ ભય તમથી હુરી જાશે. સામું.

અનુ ભાસશો પ્રિય પ્રકાશશો,
લઇ જાશો નિજ ધામ ઊલ્લાસે. સામું.

પદ ૪૯ રાગ આશાવરી

ઈશ અપૂર્ણા ન રાખશો દેવા,
પરિપૂરણુ ચહીયે નિત સેવા. ઈશ

બાંહી ગ્રહ્યાની લાજ આપને,
તમે શીખવ્યું ઘટતું કહેવા. ઈશ

તમેજ કીધાં છે સંસ્કારી,
પ્યારી પ્રભુ કરાવી સેવા. ઈશ

બાકી બહુજ રહ્યું છે અનુનું,
દયાળ દુઃખ દેશો નહીં સહેવા. ઈશ

પદ ૫૦ રાગ ખમાચ

શ્રી સંપતકુમાર નમસ્કાર,

નમસ્કાર કરૂં વારવાર. શ્રી સંપતકુમાર
ધ્યાન ધરીને પ્રેમ ભરીને,
સંભારી ભારી ઉપકાર. શ્રી સંપતકુમાર.
રૂપ સ્મરી જગ ભૂપ ત્હમારૂં,
વારવાર જાઊં બલીહાર. શ્રી સંપતકુમાર.
સાચા સંગી સાચા સ્હાયી,
સહુવિધ બંધુ શ્રેયકાર. શ્રી સંપતકુમાર.
અનંતપર અનંત કરી કરૂણા,
કર્યા જશો નહી આવે પાર. શ્રી સંપતકુમાર.

પદ ૫૨ ભેરવ.

શુચી પ્રાત સ્મરૂં સંપતકુમાર,
યદુગિરિ વાશી નમસ્કાર. શુચી.
કૃષ્ણ ચંદ્ર જગવંદ્ય તમે છો,
અવિનાશી અનુપમ આકાર. શુચી.
તેજપુંજ લાવણ્ય નિધિજય,

દ્યો દર્શનની દિવ્ય બહાર. શુચી.

અનંત ઊર ઊભરે આનંદે,

ઊચરે પ્રભુ ત્હારા જયકાર. શુચી.

૫૯ ૫૨ રાગ એજ.

જય નારાયણ યદુગિરિ નાથ,

સ્મરૂં ઊમંગે શુચી પ્રાત. જય.

શ્યામ સ્વરૂપ અનુપમ શોભા,

નખશીખ ઝગતું દિવ્ય ગાત. જય.

મણી માણુક મોતીથી અલંકૃત,

શંખ ચક્ર દે અભય હાથ. જય.

વક્ષ પ્રતિ શ્રી, કિરિટ શીરપર,

પદમાં બીબી દે આલ્હાદ. જય.

અનંતની પણ એજ આશ છે,

પુરણ થાવી પતિ હાથ. જય. જય.

પદ ૫૩ રાગ કલ્યાણ "દીનબંધુ" એઢાળ.

અમે નમીયે શ્રીમાન યદુનાથ પદે,
છે વ્યાપેલ બધે,
એજ વશ્યા હૃદે. અમે નમીયે.

દીઠા મીઠા યદુગિરિ શિખરપર દ્યોતી,
હરે ઊરનું તમ તુરત વૃત્તિ પદ પ્રોતી.
મલ બધા ધોતી, સુબુદ્ધિ મ્હોતી.
હાં. હાં. હાં. હાં. અમે.

રેલે આનંદની રેલ એ છબીમાંથી,
ફેલ દશ દીશ તરબોળ થતાં તેમાંથી.
વ્યાધિ વિસરાતી, આધિ એ જાતી.
હાં. હાં. હાં. હાં. અમે

મીઠા રાજીવ લોચન વિશાલ મનહારી,
પીતાં લોચન તેમાંથી સુધા સુખકારી.

અનુ નીવારી, આવી બલીહારી,
હાં. હાં. હાં. હાં- અમે નમીયે.

૫૪ પ્રભાતીયું.

પ્રાત સમય સ્મરૂં રંગનાથ શેષશાયી.
નાથ શેષશાયી રંગ પટ્ટનના સ્થાયી. પ્રાત સમય.
સુંદર કાવેરી તીર મહામંદીર માંહી,
પોઢયા ઘનશ્યામ પ્રભુ દ્વિભુજ શ્રેયદાયી.
કીરીટ શિર્ષે લક્ષ્મી વક્ષવિશે વિશ્વમાઇ,
કાવેરી દેવી ચરણ સમીપમાં જણાઇ.
દ્રષ્ટિથી અમી વૃષ્ટી કરે ચિત ચાહી,
ભરે અનુઊરે પ્રેમ જાતો ઉભરાઇ. પ્રાત.

પદ ૫૫ રાગ એજ.

ધન્ય ધન્ય રંગનાથ સ્વામી ચિતહારી,
સ્વામી ચિતહારી હિતકારી ભયહરી. ધન્ય.

ઉત્સવ વિગ્રહ અનુપ ચતુર ભુજા ધારી,
કસ્તુરી રંગનાથ ઉપર બલીહારી.
બે બાજુ શ્રી દેવી ભૂદેવી ભારી
ત્રેણુની શોભાપર દઉં ત્રિલોક વારી.
માતપિતા અનુતણાં નીરખ્યાં અવતારી,
તારી લેશે ભવાબ્ધિ સેવમાં સ્વીકારી.

પદ ૫૬ પ્રભાત " પધારે " એ રાગ.

પ્રાત સમયે રૂડા રંગજી, તાત તમને સંભારૂં,
દીઠા મીઠા તે રીતે ધ્યાન હ્રુદયમાં ધારૂં. પ્રાત સમય.
તેજ નિધિ આનંદમય રૂપ છે અતિ ચારૂ,
દેખાડો કરી દૂર અમારા ઉરનું અંધારૂં.
પાપ હઠે પ્રકટે પ્રીતિ ભીતી લેશ ન રહેશે,
ઇશ અનુભવ આપજો, રંક કયારે આ લેશે
અંતરની અરજી ઊરે, ધરો અંતરયામી,
અનુ બનીને આપનો પ્રણમે શીર નામી.

પદ ૫૭ ગજલ "સુનો તુમ" એ રાગ.

સુતાં સમરૂ યદુનાથા,
  યદુગિરિના વડા વાશી.
દયાસિંધુ જગન્નાથા,
  સહુવિધ બંધુ સુખરાશી.
રૂડા દિન આપથી ગાળ્યો,
  કુમાર્ગેથી તમે ખાળ્યો.
પૂરા પ્રેમે પિતા પાળો,
  શીશુને ઇશ અવિનાશી. સુતાં.

ભલે ઉર સાંભર્યા હાલે,
  વધાવું વિઠ્ઠલા વ્હાલે.
બીજું નવ લાવીને ખ્યાલે,
  પોઢું છબી દિવ્ય અભ્યાસી. સુતાં.
મજા રાજા ખરી દેજો,
  સુતા પુંઠે એ સુધ લેજો.

અનુના દોષ સહુ સહેજો,
રહ્યો છગો એ થકી ત્રાસી. સુતાં.

પદ ૫૮ રાગ. માઢ.

સુતી વેળા સંભારૂ રૂપ એ ચારૂ મંગલકારી રે.
હુરી મંગલકારીરે, પ્રભુ
મ્હારા નિત ઉપકારી રે. સુતીવેળા.

તન દીધું ને મન શુચી કીધું, ચીંધી તારી વાટ.
ચેતાવીને ચલાવે તેમાં,
શ્રેય અમારા માટ રે. સુતી.

સેવા કરાવો ભાવ ભરાવો લ્હાવો ઘો સહુ ભાત.
રંક શિશુને રાજી રાખો.
રગ રાજા દીન રાત રે. સુતી.

શીશ નમાવી ચિત લગાવી, પુની પુની પ્રણમું પાય.
ધન્ય ધન્ય કહે રંક અનુડો,
શું બીજા ગુણુગાય રે. સુતી,

પદ ૫૯ રાગ એજ.

યદુનાથ અમારા પ્રાણથી, પ્યારા અતર યામી રે.
પ્રભુ અંતર યામી રે,
નારાયણ નાથ નમામી રે. યદુનાથ.

આપજ કર્તા ભર્તા હર્તા, મુક્તિ દાતા દેવ.
અજ સુરપતિને ઋષીયો
સરવે કરતા ત્હારી સેવ રે. યદુનાથ.

ભક્તો તર્યા ભજીને તમને, એજ ગ્રહી છે રીત;
જીત કરાવો વિષયો ઉપર,
પ્રકટાવો ઊર પ્રીત. યદુનાથ.

સેવ વિશેજ ગળાવો જીવન,
તન મન ધન પણ તેમ.
અનંત સ્વામી ઓળખાયા છો
અંતે એથી છે ક્ષેમરે. યદુનાથ.

પદ ૬૦ "પ્રેમસભાજનો" એ ઢાળ રાગ કલ્યાણ.

જય યદુપતિ, પ્રભુ દ્વારકાંપતિ,
 વિશ્વપતિ આપજ છો દિવ્ય આકુતિ.

અનેક રૂપ ધરો છો દેવા,
 સુર નર ભક્તો કાજ.
અનેક પ્રકારે સેવા લ્યો છો,
 ભવસાગરના ઝાઝ. જય યદુપતિ.

ભલે મળ્યા ભગવાન અમારી,
 કરી કૃપાથી ખોજ.
તેમજ તાત તમામ ચખાડો,
 દિવ્ય તમારી મોજ. જય યદુપતિ.

તવ સુખની ભૂખ બની રહેથી,
 તે સાંપડશે અંત.
નિત્ય કરાવો એજ વાંછના,
 ઊરે વશી ભગવંત. જય યદુપતિ.

લગની લાગે ને અઘ દાઝે,
આપે ત્હારા લ્હાવ.
અનંત પછી ન અન્ય ઇચ્છશું,
રહી તુજમાં ગરકાવ. જય યદુપતિ.

પદ ૬૧ ચાલો ડાકોરમાં જઈ વસીએ એ રાગ.

વ્હાલામાં વ્હાલો તું છે,
તુજથીજ શ્રેય થાવું છે. વ્હાલામાં.
માત પિતા તેં દીધાં છે,
તુજથી સહુ સુખ લીધાં છે
સગપણ ત્હારૂં સાચુ છે રે. વ્હાલામાં.
પાળે પોષે દીન રાતે,
ઊરમાહે વસે છે સાથે
રક્ષક સાચો અમ માથે રે. વ્હાલામાં
ચહીયે નિત ત્હારી સેવા,
તે દે દેવાધિ દેવા,
અનુ ને પાડી દે હેવારે. વ્હાલામાં.

પદ ૬૨ રાગ એજ.

પ્રભુ ત્હારે ભરોસે છઈએ
હીમ્મત રખાવ જે હુઇએરે. પ્રભુ.

દુઃખ નથી રહેવાનું નિત્યે,
વય ભયમાં વૃથા ન વીતે,
સાંભર્યોજ કરજે ચિત્તેરે. પ્રભુ.

સુખમા નવ ભૂલી જઇએ,
મદમાં નવ ફૂલી જઇએ
નશ્વર એને પણ લહીએરે. પ્રભુ.

અંતની વાત વશ ત્હારે,
આશા છારી છે ભારે
અનુને સ્વીકાર જે પ્યારે રે. પ્રભુ.

પદ ૬૩ "ગીરીધારી પ્યારી ત્હારી" એ રાગ.

મ્હારા વ્હાલા લાલા મુરલી વાલા,
સેવું તુજને ગોપાલા. મ્હારા.

વશ થઇ રહેતી, ઊર સુખ દેતા,
લક્ષે લેતા કાલાવાલા. સેવું તુજને.

તુજને ધ્યાઊં, તુજ ગુણુ ગાઊં,
કહેવાઊં ત્હારો બનો બીરદાલા. સેવું.

અનંત સ્વામી પૂરણુ કામી,
કર પૂરણુ પ્રભુજી પ્રતિપાળા. સેવું.

પદ ૬૪ રાગ એજ.

શ્રી નાથ રાત દિન સાંભરજો,
ભાવ અખૂટ ઊરે ભરજો શ્રીનાથ

સ્મરણુ બને દુખ હરણુ ત્હમારૂં,
લદબદ નિજ રસમાંહે કરજો. ભાવ.

પ્રકટ રહો ઊરમાં પુરૂષોત્તમ,
વૃત્તિપદ પંકજમાં ઠરજો. ભાવ.

નખં શીખ નીરખુ, ફરી ફરી હરખું,
અનુ દિવ્ય દીપી અઘતમ હરજો. ભાવ.

પદ ૬૫ રાગ કાફી " અમારી સદા " એ રાગ.

બાપાજી અમે બાળક તમારાં છઇએ રે,
બાળક તમારાં છઇએ, બાપને ન કેમ કહીયે,
બીજાનાં એ શાને થઇએરે. બાપાજી.
જ્ઞાની દાની છો સમર્થ, સ્વજનના સારો અર્થ,
બીજે શ્રમ અંતે વ્યર્થ રે બાપાજી.
અંતરમાં ઓળખાયા, મુરતીમાં મને ચાહ્યા,
અનુપતિ જગરાયારે, બાપાજી.

પદ ૬૬ એ રાગ.

વસીલો ખરા વડાનો ધર્યો છે અમેરે.
ખરો વડો વિશ્વનાથ, હરી હીરો આવ્યો હાથ,
સાચો સ્વાર્થ રહે સાથરે. વસીલો.
પુરે સહુ આશા સારી બગડયાને લે સુધારી,
આવી છે અમારી વારીરે. વસીલો.
અંતે શુદ્ધ બુદ્ધ થશું, એને ધામે સુખે જશુ
અનુ પછીનું કહેવું શું રે. વસીલો

પદ ૬૭ રાગ બીહાગ.

ચરણ શરણ છીએ શ્રીરંગ સ્વામી,
શ્રીરંગ સ્વામી પ્યારા પૂરણ કામી.
શેષશાયી સુખદાયી કૃપાધન,
નાથ નમામી નમામી. ચરણે.
કરજોડું ચિત જોડુ ચરણે,
વિનવુ છબી લહી સ્હામી. ચરણ.
દ્રષ્ટીથી કષ્ટી અનુ કાપો,
હરો સકળ વિધ ખામી. ચરણે.

પદ ૬૮ રાગ એજ.

શ્રી રંક નાયીકી માત અમારી,
માત અમારી છઊ જાત તમારી.
કમળા કમળધારી સુખકારી,
ચતુર ભુજા શુચી ભારી. શ્રી રંગનાયકી.
તવ વગથી જગભીતી તજશું
થાશું દિવ્ય આકારી. શ્રી રંગનાયકી.

અનુની ત્રાતા નિત સુખ દાતા,
 ગુણ ગાશું લલકારી. શ્રી રંગનાયકી.

પદ ૬૯ "તે સવિતા પરબ્રહ્મ" રાગ ઝીંઝોટી.

સાચું સમજી સાચા સાંથી સાથે,
 સગપણ સાંધ્યું રે.
લાલચ બીજી લાગી લૂખી
 શુચી સુખ ભાજન લાધ્યુંરે. સાચું.
દશેદિશામાં પરિપૂર્ણએ,
 તન મન જીવન દાતારે
પાલક દુખટાલક એ અંતે,
 ભવ સાગરના ત્રાતા'રે સાચું.
પોતાનાંથી પ્રીતિ કરતા,
 થતા અમારા જેવા રે
જે સેવા કરીયે તે સ્વીકારે,
 ધન્ય દેવાધિ દેવાધિ દેવારે, સાચું.

આશેને વિશ્વાસે રહીયે,
તજીયે ત્રાસ તમામરે.
અનુ સ્વામી પૂરણ પુરૂષોત્તમ,
કરશે પૂરણ કામરે — સાચુ.

પદ ૭૦ રાગ એજ.

જદુનાથ અમને જાળવજો
દેશો નહીં બગડવારે
સત્સંગનાજ પ્રસંગ રાખો
સંભવ ન રહે પડવારે. — જદુનાથ.
એક પ્રભુ તે તુંજ તેજ,
સેવા મુરતીની સાચીરે.
એ શ્રદ્ધામાં વૃદ્ધિ કરજો,
રહું વિશ્વાસે રાચીરે. — જદુનાથ.
અનુભવ દિન દિન દેજો દેવા !
દિવ્ય તમારા સ્વામીરે.

એથી લુખુ જગત લાગશે,
મટશે મતિ સકામી રે. સાચું.
સારાં પ્યારાં કાર્ય કરાવો,
તન મન ધનથી નિત્યેરે.
અનંત પતિ સાથેજ સમજીયે,
વસો મીઠડા ચિતેરે. જદુનાથ.

પદ ૭૧ રાગ પરજ.

હરી તુજ સત્ય છે સાથી, જનશું ! ધનશું !
તનપણ તજવું, પડી રહે સો પંચાતી હરી.
ધ્યાન ધરીને ગાન કરીને
સેવી લઊ નાના ભાતી હરી.
પ્રીત કરાવો ઊચિત આપીને
રીત રાખ શુરી દીન રાતી.
સંગ ટળે સહુ તુંજ ગમે બહુ
અનુ બની રહુ ત્હારો નાતી. હરી.

પદ ૭૨ રાગ એજ.

હરી દ્રઢ વિશ્વાસ કરાવો.
અહિંના કરતાં પરભવ માટે,
અધિક પ્રિત ઉર ઉપજાવો. હરી
ઉચિત બની રહીયે અહીયાંથી,
કૃતિ મતિ એવી ઠરાવો. હરી.
માતપિતા સાચાં ત્યાં મળશો,
દેશો અમને સહિ લ્હાવો હરી.
અનુદાસનો સત્ય સ્વામીપર,
છ શાસ્ર છે સાચો દાવો. હરી.

પદ ૭૩ રાગ માઢ.

વ્હાલા વ્હાલા ખરૂં છે મ્હારૂં,
આવી મળજો યાદવનાથ.
આપી મળજો યાદવનાથ,
દર્શન દેજો હરી સાક્ષાત.

સ્થળમાં જળમા વાયુતેજે,
વ્યાપ્યા છો આકાશ.
સર્વ શકિત ગુણ યુત જયારે
જયાં ચહો ત્યાં થાઓ પ્રકાશ.
અનુભવ આપો છો ભલીભાત આવી મળજો-
રામ કૃષ્ણ નારાયણ રૂપે,
બહુને દીધી લ્હાંણુ.
મૂરતીમાં પણ એજ મજા,
શુચી આપો પ્રિયજન.પ્રાણ,
અમને કરી એવાં શુચીગાત,
ગાત આવી મળજો.
આશા ખરી તવ આગળ,
ઉચરી પૂરવી તવ આધીન.
ધ્યાન ધરી મંગળ મુરતીનું,
કરગરૂં છું સ્વામીન.
અનુને કરી ઇશ, રળીયાત આવી મળજો.

પદ ૭૪ રાગ એજ,

દેવા તુજ ખરો માયાળુ,
દાતા દીનબંધુ આધાર. દાતા દીનબંધુ આધાર,
રખાવ તુજમાં સઘળો પ્યાર.

જનમા તુ છે તનમાં તું છે મનમાં તું છે મુખ્ય.
તું આપે છે બીજા દ્વારા મુજને સઘળાં સુખ,
ભૂલ કરૂં ન હુવે કોઇવાર. રખાવ.

ભોગવું છું તે તારાજ વડે હે વિષ્ણુ જગદીશ.
રક્ષક રાત દીવસ છે સાથે, તુ પોતે દશદીશ,
સિદ્ધકર્યું નૃસિંહ આકાર. રખાવ

તનેજ દેખું ત્હારા લેખું જગનાં જનો તમામ.
ત્હારે વશ છે સુખદુખ મ્હારાં—
જીવન આહું જામ, સહુમા તુંજ સત્ય છે
સાર. રખાવ.

પ્રકટરૂપમાં પૂર્ણું અનુભવ, આપો અનુના નાથ.

પછી પ્રગટ રહો સર્વ કાળ સ્થળ,
હું સતત રળીયાત, સેવું તનેંજ સર્વ પ્રકાર. રખાવ.

પદ ૭૫ " ગરબી " મોરેશ્વર આવો એ રાગ.

બ્હેની બાંધી પ્રભુજીથી પ્રીતિ.
મટી ગઇ મરણ તણી ભીતી. બ્હેની.
મરણ દુખહરણ થશે મ્હારૂ,
પીયર જાવા પ્રેમે હું પરવારૂ; બ્હેની.
ગંદુ તન તજવું ભલે પડતું,
નૂતન દીવ્ય તન ઝટ સાંપડતું. બ્હેની.
સગાં સ્નેહી સ્વામી દુખી તજતાં,
પાર્ષદ ગણ સંગી શુચી ત્યાં થતાં. બ્હેની.
માતપિતા વૃદ્ધ થઇ છોડે,
શ્રીને હરી મળતાં પૂરે કોડે. બ્હેની.
સદાનાં સુખો અનંત મળશે,
વૈષ્ણવજન જીવી સાચું રળશે. બ્હેની.

પદ ૭૬ રાગએજ,

વ્હેની સહુ ભજીયે પ્રભુ સસે,
સાથે રહી શકશું ત્યાં ઉછરંગે,
નાનાં મોટાં સુખી દુખી છઇએ અહીં,
સહુ સમ સહુવિધ થાશું ત્યહીં. વ્હેની.
માતા પિતા ધામ એક સહુનું,
એની પાસે અન્ય બધું ઊણું. વ્હેની.
મન તન ધન શક્તિ કામે લાગે,
સાચાઇ ને સ્નેહજ હરી માગે. વ્હેની.
શુચી રહી સ્નેહે સેવા કરવી,
અનુદ્રઢ શ્રદ્ધા હૃદય ધરવી. વ્હેની.

પદ ૭૭ "દીનજાણીને" એ રાગની ગરબી.

ભૂલી જઇએ વારેવારે
પ્રભુ તોએ પાળો છો પ્યારે.
ભૂલી જઇએ અમે ફુલીએ જઇએ,
ચેતાવો ચતુર ઈશારે. પ્રભુ.

પાપો એ કરીયે કર્તવ્યે વિસરીયે,
  શિક્ષા કરો પિતા ત્યારે. પ્રભુ
આપી પ્રસંગો સુધારો છો ઢંગો,
  રંગો રગે સુપ્રકારે;
રીઝો અધિક ટાળો ભ્હીક
  મરણની અનુ છઇએ શરણ તમારે. પ્રભુ.

પદ ૭૮ રાગ એજ.

દોષો ક્ષમા કરો મ્હારા,
  દેવા તમે છો દયાધારા.
પાપોના તાપો નથી સંખાતા,
  જબરા છે માયાના મારા. દેવા.
કર્મ બધા ધર્મ રૂપ કરાવો,
  અઘો ધુવો એના દ્વારા.
પ્રેમ પવિત્ર ઊરે પ્રકટાવો,
  ઉઠે ન તર્ક નઠારા,

પ્રેરો અનુને યથા રૂચી શ્રીવર,
છઇએ જ દાસ તમારા. દેવા.

પદ ૭૦ "રઘુપતિરામ હૃદયમા " એ રાગ

યદુપતિ સાંભર્યા કરજો નિત્યેરે,
પોતાનાંને પાળો પ્રભુ પ્રીતે. યદુપતિ.

જાગતાંજ વૃત્તિને જગાડોરે,
સેવામાં તન મનને લગાડોરે,
રૂડા એવો કઢાવો દહાડો યદુપતિ.

નવરાશમાં ધ્યાનેજ ધરીયેરે.
વૃથા વાદ મુકી ગાન કરીયે.
પળ પળ ઉપકારો સ્મરીયે. યદુપતિ.

ઊઠે મળવાની પ્રિય અભિલાષારે,
વધે દિનદિન એજ પિપાસારે
અંતે પૂરો અનંતની આશા. યદુપતિ.

પદ ૮૦ રાગ એજ.

યાદવપતિ જીવન જગમાં જાણ્યા રે,

અનુભવથી અંતરમાં આણ્યા. યાદવપતિ.

તન મનને આપ ચલાવો રે.

ખાનપાનાદિ આપ અપાવો રે.

દયાથીજ, નથી કશો દાવો. યાદવપતિ.

જે જે ગમતું તે આપથી મળતું રે,

શુચી સેવન આપનું ફળતું રે

આપથીજ સંકટ સદા ટળતું. યાદવપતિ.

સાથે સઘળે સદૈવ રહેનારા રે,

દિવ્ય આનંદ દેવ દેનારા રે,

ભૂલથીજ સમજીયે ન્યારા. યાદવપતિ.

નાથ ભાવ અમારો વધારો રે,

લ્હાવ લ્યો આપનો ન્યારો ન્યારો રે,

અનુને કરો પૂરણ પ્યારો. યાદવપતિ.

પદ ૮૧ શ્રીપતિના "ગુણગારૂં" એ રાગ.

યદુપતિ તાત અમારા રે,
નાથ ક્ષણુ નથી ન્યારા.
કૃષ્ણ ચંદ્ર દયાધારા રે,
પ્રભુ પ્રાણુથી પ્યારા. યદુપતિ.
શ્યામ સુંદર છબી અદભૂત મનહર,
તેજ પુંજ સૌથી સારા રે. પ્રભુ.
ભૂષણુ ભૂષિત પુષ્પ સુવાસિત,
નખ શીખ કામણુઆરા રે. પ્રભુ.
મંદસ્મિત ચિતચોરૂ ચતુરવર,
કમળ નયનના દ્વારા રે, પ્રભુ.
અનંત સંગી ઊમંગી ઓળખ્યા,
વ્હાલે વ્હાલા વરનારા રે. પ્રભુ.

પદ ૮૨ રાગ એજ

સાચાં થયાં સદભાગી રે,
ધણી શીર પ્રભુ ધાર્યો.
ભવની ભાવટ ભાગી રે,
સાંચાં સ્વામી સ્વીકાર્યો.
જીવના જીવન શ્રીહરી શ્રીમન,
એનાં બન્યાં અનુરાગી રે. ધણી.
જુઠાંને જાણ્યાં સાચાં ઉર આણ્યાં,
લાલાથી લગની લાગીરે. ધણી.
દહાડે દહાડે દિવ્ય અધીક દેખાશે.
ઠીક ગયાં છઇએ જાગી રે. ધણી.
અનુપતિથી અંતરથી મળશું,
તમા ત્રિલોકની ત્યાગી રે. ધણી.

પદ ૮૩ ગરબી " મ્હોલે પધારો એ રાગ.

દુખીયાં છઇએ દિનરાત, સ્વામી સુધ લ્યો સધ સ્નેહ.
આધિ વ્યાધિ ભાતભાત, ઉપાધીયો ઉ[illegible] દેહ.

કર્મોનાં ફળ વેઠવા, પામ્યાં પ્રાકૃત દેહ,
પણ તેમાંથી છુટવા નાથ,
કીધો આપથી નેહ. સ્વામી.

દયા ક્ષમાના સાગરા, આશ્રિત સારૂ આપ;
પીડાતાં પાપી પ્રતિ પ્રભુ,
પ્રકટાવો પ્રેમ પ્રતાપ. સ્વામી.

દાતા ત્રાતા શ્રેયકર, વિણુ માગે દેનાર;
શુચી સેવ તવ માગીયે,
બધુ કરશોમાં વ્હાલા વાર. સ્વામી.

શુદ્ધ કરી શક્તિ વડે, સોંપી દ્યો શુભકાજ.
દુખીયાને તારો અનુ
ભવતારણુ સુખકર આજ. સ્વામી.

પદ ૮૪ રાગ એજ.

ભૂલી જઇએ છઇએ અમે ભાન જ્ઞાન,
અન્નુ રાખો શ્રી સ્વામી,

કરી જઈએ કંઈક નોકસાન,
એથીજ પીડા નથી વામી.

સંગ પ્રસંગ મળે બુરા, પુરા બગડે ઢંગ,
સંતો સાથે મેળવો, રસીલાજી
લગાડો રંગ. જ્ઞાન બન્યું રાખો.

પ્રેમીથી શીખી અમે, બનીયે પ્રેમી પૂર્ણ,
વ્હેમી ના રહીયે વધુ કરો,
કરૂણાથી કિલ્મિષ ચૂર્ણ. જ્ઞાન.

રાતદિવસ નવ તાનમાં, બની રહીયે મસ્તાન.
અનંતની એ માગણી,
ભાવે ધ્યાને ધરો ભગવાન. જ્ઞાન.

પદ ૮૫ " હરીનિમિત્ત દેનાર " એ રાગ

જીવ જીવન આધાર, યદુગિરિ સરકાર.
છે પવિત્ર ત્હારો પ્યાર, યદુગિરિ સરકાર.

દર્શન સુખ દીધાં ચિતપાવન કીધાં
લીધાં ચરણ શરણ સેવામાં કર્યા સ્વીકાર. જીવ.
અનુભવ દીધે જજો, પ્રેમી કીધે જજો.
લીધે જજો સુધ સ્હાંમી,
ભૂલી જઇએ વાર વાર. જીવજીવન.
તવ વશમાં છે વિભૂ પડવું પાર પ્રભુ.
અનુ નભુ છું નિભાવો,
તેમ પ્રેમે પોષનાર. જીવજીવન.

પદ ૮૯ રાગ એજ.

સ્વામી સંપત કુમાર, બલીહાર નમસ્કાર.
પદે પડું વારવાર, બલીહાર નમસ્કાર.
પ્યાર અપાર પ્રભુ, આપથી સતત નમું.
બધુ દીધું દીધે જાઓછો,
દયાનિધિ દાતાર. સ્વામી.
ધ્યાન ઉમંગે ધરૂં, લટકતી ચાલ સ્મરૂં.

વરૂં વ્હાલથી વ્હાલાથી,
  તન મનના આધાર.   સ્વામી.
પરખ્યા ધન્ય પતિ, રાખજો સુદ્રઢ મતી.
ગતિ અંતે અંતુ ધારી,
  તમે વિશ્વ તણા સાગર.   સ્વામી.

પદ ૮૭ ગજલ ભેરવી. " દીનાનાથ દયાળદેવ. "

આશરો છે આપનો,
  અવિનાશી આખા વિશ્વમાંહી.
છે પ્રભુ પાંસરો ત્હારા-
  સદ્રશ નથી કોઇ કયાંહી.
સહુ સ્થળે વ્યાપેલ છે, પ્રકટવું તુજને સ્હેલછે,
સર્વ શક્તિ રહેલ છે,
  તુજમાં સદા શુચી શ્રેયદાયી.   આશરો.
ઉચિત માગ્યું આપતો તું,
  કષ્ઠ દારૂણ કાપતો તું.

ચાય તો ઊર ભકિત તું,
  દેવો ને દુર્લભ જે જણાઇ. આશરો.
અંત લેવા આવતો નિજ,
  દિવ્ય છબી દરસાવતો તું.
આવતો નિજ ધામ લઈ જાવા,
  અનુ સાચા સહાયી. આશરો.

પદ ૮૭ રાગ એજ,

હાથ તાત ન છોડજે.
  પદમાં પડયાં બાળકો ત્હારાં
ચિત ચરણે જોડજે,
  પદમાં પડયાં બાળકો ત્હારાં.
અમે ભૂલાં પડી ભવમાં,દુખી ઠરીયે આપથી.
તાત અમિત પ્રતાપથી
  રાખો અઘોથી છેક ન્યારાં. હાથ.
સુખે તમને ભૂલીયેને, ફુલીયે મદ મોહથી.

દ્રોહથી કુકૃતિ કરીને,
હરી બની જઈએ નઠારાં. હાથ.
પુઠેથી પસ્તાઇને, તવ
શરણુ આવ્યાં ચાહીને.
સાહીને કર કરાવો કર્મો,
બધાં અમથકી સારાં. હાથ.
શિશુને લાયક કરો તારક ઠરો ભવસાગરે.
અનુ આશ્રય છે ખરો પ્રભુ,
કરો પ્રેમી પૂર્ણ પ્યારાં હાથ.

પદ ૮૮ ગજલ રાગ બીહાગ

હરીનાં થયા ડરવું હવે, બીજા થકી કેવું ?
હરીનાં ઠરી આશા ધરી, બીજા ને શીદ કહેવું ?
ભય અને લાલચ એકની,
જેનાં ખરાં છઇએ,
તેના બન્યાં રહીયે બઢું,

તેનુંજ છે દેવું. હરીનાં થયાં
ઊપકારી એજ અપાર છે,
છે પ્યાર અતિ એનો.
એનો સતત આધાર છે.
લક્ષેજ એ લેવું. હરીનાં.
એથીજ સઘળું કામ છે,
અનુપતિ પૂરણ કામ છે.
ધર હામ થઇશ સકામ,
શંકા શીલ નવ રહેવું. હરીનાં.

પદ ૮૯ રાગ પરજ ગજલ

આપને સભારીયે, બીવે બીજાથી શું વળે.
આપનેજ પુકારીયે, એ વિના કષ્ટ નહીં ટળે.
આપના અપરાધ છે તે,
આપ માફ કરી સકો,
અન્ય ખુદ લાચાર છે,

શું લાભ તેવાંને મળે. આપને.
આપનું નિત ધામ છે ને,
એજ પૂરણુ કામ છે.
આપનેજ પ્રણામ, સેવા ખરી એજ ફળે. આપને.
અકિંચન અગતિ અનુ,
સરવસ્વ નાથ તને ગણું.
કૃતારથ તુજથી બનું.
એવું કરીશ કળે કળે. આપને.

પદ ૬૦ રાગ કાલીંગડો.

વિશરશો મા હે વ્હાલા, ભૂલી જઇએ મૂઢ તોપણ.
ઘણા દીન વૃથા ગાળ્યા
રીઝો અધિકા હે દયાઘન.
બન્યું અમથી ન ધાર્યું,
જીવન નામથી તેં સુધાર્યું.
તમારૂ વ્હાલું ધાર્યું

કર્યાં કરીયે સ્તવન શ્રીમન. વિસરશો માં.
મટ્યા નથી રાગ પૂરા,
થયાં નથી ભક્ત શૂરા.
અધુરાં ને પૂરાં કરવા
ધરો મધુરા દયામન. વિસરશો માં.
મતિ કૃતિયો સુધારો,
ભાવને ભક્તિ વધારો,
ઉદ્ધારો અનુ સ્વામી,
સેવવા નિત્યે શુચીતન. વિસરશો માં.

પદ ૯૧. રાગ. કાલીંગડો.

બાપાજી બાળ ત્હારાંરે,
સારાં ક્યાંથી નઠારાં. બાપાજી.
રહ્યાં નઠારાં બન્યાં અકારાં,
. રાખો સુધારવા ન ન્યારાં રે. બાપોજી.
સમજ્યાં સાચું પછે બધું કાચું,

આણો દયા દેખી બીચારાં રે આપાજી.
રીઝે અનુપર વ્હાલા યદુવર,
કરો પોતાથી પ્રભુ પ્યારાંરે. આપાજી.

પદ ૯૨ રાગ એજ

સાચી આશા તમારી રે, શ્રી ગિરિધારી સાચી.
આશા અવરના દીઠા તમાશા,
થાતી નિરાશા અંત ભારીરે
વધતી પિપાસા એથી તો ત્રાસ્યા,
ભાસ્યા તમેજ સુખકારી રે
તમને ચાહુ તમને ધ્યાઉ
અનુ કૃપા તણો ભીખારી રે.

પદ ૯૩ રાગ કલ્યાણ.

ભૂલીને બીજાને વ્હાલા ધ્યાન ત્હારૂં ધારૂં.
ત્હારૂં ધ્યાન ધારૂં રાખ્ય મન વશ મ્હારૂં. ભૂલીને.

હઠે ધ્યાનથી અજ્ઞાન લાગી રહેજો એજ તાન
તો તો દેખું રૂપ ત્હારૂ ચારૂં રે. ભૂલીને બીજાંને.
યદુગિરિના નિવાસી, સુખે શકું છું ઉપાસી,
પ્રકાશી ઉરે હરો અંધારૂ રે. ભૂલીને બીજાંને.
ટળી જાય અનુ સજા મળી જાય સાચી મજા,
સમજાવ્યાં તેવું કરો સારૂ રે. ભુલીને બીજાંને.

પદ ૯૪ રાગ એજ.

કલ્યાણ નિધિ કરજો અમારૂં કલ્યાણ
અમારૂ કલ્યાણ દેવા આપો નિજ લ્હાણ.
લ્હાણ બીજી લૂખી થાય વૃત્તિ ત્હારી ભૂખી થાય,
સુખી થાય જીવ ગુણ જાણ. કલ્યાણનિધિ.
એ મજા, ન મટી જાય દહાડે દહાડે વૃદ્ધિ થાય,
તુંજ છે અખૂટ સુધાખાણ. કલ્યાણનિધિ.
નિમગ્ન કરો અનંત, પૂરે પૂરો ભાગ્યવંત
લક્ષ્મીકંથ વચન પ્રમાણ. કલ્યાણનિધિ.

પદ ૯૫ હોરી. રાગ કાફી.

હરી અમને આપ નિભાવો, ભાવો હરી.
 પોતાથી પ્રીતિ દરસાવો,
પ્રભુ અમને આપ નિભાવો.
 તન તૈયાર કરી તેવડથી
 એમા આપ વસાવો;
ઇન્દ્રી અવયવ પ્રાણો આપો
 ચલવી અંન પચાવો,
 તરશ ને ભૂખ શમાવો. હરી.
જન ધન ધામ સાધનો દઇને
 વિધ વિધ મજા ચખાવો;
શ્રમિત થયાં કે નિદ્રા આપો,
 ત્રિતાપ થકી બચાવો,
 અપાવો જીવનનો લ્હાવો. હરી.

સત્સંગે દઇ જ્ઞાનને ભક્તિ,
ઓળખ આપ કરાવો;
સેવા કરાવી લઇ સવિધિ સહુ,
કૃતાર્થ જીવ ઠરાવો,
અંતે નિજ ધામે તેડાવો. હરી.

નિત્ય સુખી નિજ સમ કરવાને,
આપ્યો જન્મ અનુ અહાવો;
ધન્ય ધન્ય કોટી ધન્ય સ્વામી
વડી વડાઇ જણાવો
અમારો નથી કાંઈ દાવો. હરી.

પદ ૯૬ રાગ કલ્યાણ ગજલ.

કેમ નવ ચાહું તને, હરી પ્રીત ત્હારી જોઇને
કેમ નવ થાઉ શરણ, હરી રીત ત્હારી જોઇને.
જન્મથી તું પાળતો સંભાળતો દિન રાતમાં,
સાથમાં રહેતો દયા ધરી. પ્રીત.

આવતો તું ધ્યાનમાં, મન ભાવતો ગુણગાનમાં,
સેવમાં લલચાવતો ફરી. પ્રીત.
કુકર્મોથી રોકતો, બહુ સંત દ્વારા ટોકતો,
ભૂલું તોય ન જાય વિસરી. પ્રીત.
દિવ્ય નિજ આનદ દેતો અનુ દુર્લભ દેવને,
સોંપી તન મન અનુ ગયો વરી. પ્રીત.

પદ ૭૭. રાગ ભૈરવી ગજલ.

બીજાનુ તો બીજા જાણે, અમે તો રસ્તે પડયા.
ઉર ન શંકા લેશ આણે અમે તો રસ્તે પડયા.
છે શીરે સ્વામી દીસે અંતર તણા યામીજ તે,
ચતુર્ભુજ સન્તો પ્રમાણે. અમે.
નામ નારાયણ શ્રી સ્વામી એજ વૈકુંઠ ધામી છે,
શાસ્ત્ર સહુ એને વખાણે. અમે.
વસે વ્હાલો મુરતી મા પૂરતી કરે સહુ શરણની,
તેડવાને આવે ટાણે. અમે.

ભોગવાવે કર્મ પહેલાં નમેલાં રહીયે સદા,
અનુ શીખવ્યું ખરે શાણે. અમે.

પદ ૯૮ રાગ ભેરવી. "દીનાનાથ દયાળુ" એ ઢાળ.

હરી નહી હામ હારૂં દુઃખ દેખું કદી દારૂણ.
કરે જાણી કામ મ્હારૂં દુઃખ દેખું કદી દારૂણ.
કર્યું મે ને ઠર્યું છે વેઠવું વેઠે છે સિદ્ધિ,
અંતે છે સત્ય સારૂં દુઃખ.
ભૂલાવે કુસંગી તો ના બનું તેવો કુઢંગી,
દાસત્વ નહી વીસારૂં. દુઃખ.
જશો ધીરજ ઘટીતો સ્હાય મળશે સામટી તવ,
સ્મરણ બન્યું :રાખું ત્હારૂં;
અનુ અંતે વિજય છે દાસ વિશ્વાસે અભય છે,
જીવન સરખું છે મ્હારૂં. દુઃખ.

પદ ૯૯ રાગ લાવણી.

પ્રજા સહુ એકની જ છઇએ,
સાચો તાત સાથ છે વસતો દિવ્ય રૂપ હુઇએ;
ચતુર્ભુજ શ્યામ દેહ ધારી
યોગી ધ્યાતા તદા જણાતા અજ શીવ મન હારી.
કોટી બ્રહ્માંડોના સ્વામી
સર્વ સ્થળે સંપૂર્ણ વસે છે છે પૂરણ કામી
માનતા તે એને માણે
ખરા સભાગી ખરા સંતથી ખરી વિધિ જાણે.
ધરે છે દેહ બહુ સ્વામી
સવિધિ સેવે દેવે તેની રહે નહીં ખામી
અનુ એ અનુભવથી કહે છે
એના જનો અહીં ને ઉપર સુખી બન્યા રહે છે.

પદ ૧૦૦ લાવણી.

જાગ જાગને જીવ સભાગી
  જગ જન ભેગો ભૂલ નહીં,
પૂર્યો તનમાં, દીસે દુખી કાં
  પ્રભુ પતિ કબુલ નહીં.

જાણી માની શ્રદ્ધા આણી
  દાસ બની જા વિધિ વડે,
ત્રાસ ન રહેશે, પદેપદ
  સુખ ને શાંતી નજર પડે.

મનહારી મુરતીયો લાગશે,
  જગજીવનની જગમાંહી;
સેવીશ સ્નેહે, એકલો અનાથ
  ઠરીશ નહીં ક્યાંહી.

પ્રીત જામશે વિઘ્ન વામશે,
સંત ઠરીશ સાચો અંતે;
અનંત એવું કહ્યું શિખવ્યું
ઠરાવ્યું ભગવંતે.

પદ ૧૦૧ "એસી ચતુરનાર" એ રાગ

જય યદુનાથ જગજીવન તાત,
ગિરિપર સાક્ષાત દીઠા સુભાત.
દીનરાત યાદ બની રહેછે ત્હમારી. જય.
ગણ્યું એજ રૂપ ત્રિભૂવનના ભૂપ,
સુખમય સ્વરૂપ સેવવા અનુપ.
લાગ્યા લાલ રસિક રસ રૂપ મનહારી જય.
બેઉ દેવી સાથ શ્રી ભૂમિમાત,
શંખ ચક્ર હાથ દીવ્ય મધુર ગાત.
આવ્યા સ્હામા હા ! વિસામા,
ચાલ ચાલી ચિતહારી. જય.

કરી ભાવે પ્રીત પદે અરપું ચિત્ત,
છીયે તમનિમિત, ચલવો એ રીત.

અનુ જીવન અમારૂં,
એજ માગણી અમારી. જય

પદ ૧૦૨ રાગ સોરઠ

યદુગિરિના સરકાર શ્રીમત્
સંપતકુમાર સુખરાશી યદુગિરિ.

મનહર મુરતી કરૂણા પૂરતી,
દેખી ગયાં બલીહાર. શ્રીમત

જગના જીવન ધન્ય કૃપાધન,
કીધાં કૃપાથી સ્વીકાર. શ્રીમત્

ન છોડશો ચિતપદે ચોઢશો,
અનંતના આધાર. શ્રીમત્

પદ ૧૦૩ રાગ એજ ઢાળ "તેરો મુખચંદ."

પ્યારા મ્હારા બાપ હું છું બાળક ત્હમારૂં.
બાળક ત્હમારૂં જગપાલક ત્હમારૂં. પ્યારા.

દેહ તમે દીધી, મતિ શુદ્ધ કીધી,
 લીધી ખબર ખરી સૂઝ્યું સારૂં.
અમર ઉભય નિત્ય નભે સદા પ્રીત,
 હિત ધરી ચિત રાખો ન ન્યારૂં,
શીશ પદે ધરી માગુ ફરી ફરી,
 સ્હાય કરો અનુજાત સુધારૂં. પ્યારા.

પદ ૧૦૪ રાગ એજ.

લાલા વ્હાલા વ્હાલ હું શી રીતે દેખાડું.
શી રીતે દેખાડું તારૂં અકળ સપાડું. લાલા.

ધાર્યું તું આપે, સંકટ કાપે,
 આપના રાજ્યમાં બાળ હું વાલાડું.

એજ રહે ભય, બની જઇ નિર્ભય,
રખે ભૂલી મ્હારૂ કાર્ય બગાડું.
લાયક થાઉં અનુ એજ ચાહું,
સ્હાય કરો ખામી સહુ કહાડું. બગાડું.

પદ ૧૦૫ "જો શ્રીવરના છો સાચા" એ રાગ.

હરી આડાં જવા ન દેજો રે એહવું માગું.
રક્ષક એ સારૂ રહેજો રે એહવું માગું.
શ્રીમન્નારાયણ સ્વામી તમે શ્રી કૃષ્ણ અંતરયામી
નિત સાથે લહુ સુખ ધામી રે. એહવું માગું.
દેવ દેવી દાસો દાસી, સહુ તમને રહ્યાં ઉપાસી,
કરીયે નિત સેવા ખાસી રે. એહવું.
લાલચ ન ધરૂ બીજાની,
બ્હીક રાખુ નહીં ખીજ્યાની,
રહે પરવા પ્રભુ રીઝ્યાની રે. એહવું.

અનુ આપનાજ બની રહીયે,
  આપનેજ સહુ વિધ ચહીયે
આપનાં અંતુ નિત થઇએ રે. એહવું.

પદ ૧૦૬ રાગ "બના હે મખા" એ રાતના

ગોવિંદા ત્હારા શું શું ગુણ હુ ગાઉં.
  સ્મરી સ્મરી બલ જાઉં. પ્રભુજી ત્હારા ટેક.
સુખડાં સહુવિધ દેતા નિત નિત,
  હિતમાં તુંથી દોરાઉં. પ્રભુજી.
શ્રદ્ધા આપી કુમતિકાપી,
  સુખે તને ઉર ધ્યાઉં. પ્રભુજી.
કષ્ટ હરે છે, રક્ષા કરે છે,
  અનંત ઋણી જણાઉં. પ્રભુજી.

પદ ૧૦૭ રાગ એજ.

પ્રભુજી મ્હારા સ્વીકારજો આ પ્રણામ
શ્રીપતિ પૂરણકામ, પરમેશ્વર મ્હારા સ્વીકારજો.

સર્વેશ્વર થયા પ્રકટ કૃપાથી
ધ્યાને ધારૂં તે ધામ. પરમેશ્વર
નખશીખ નીરખી, પ્રિયપતિ પરખી,
હરખી ચડું ગુણ ગ્રામ પરમેશ્વર.

પદ ૧૦૮ આરતી.

જયદેવ જયદેવ જય જય જદુનાથા ( ૨ )
સંપત કુમાર ત્રાતા,
સહુ સુખના દાતા. જયદેવ. જયદેવ.
શ્રી યદુગિરિપર આપ રાજો છો સ્વામી (૨)
એ સ્વરૂપ સંભારી,
નમીયે શીર નામી. જયદેવ.
જોડી રાખી હાથ એ વિનતી કરીયે (૨)
મંગળમય છબી ત્હારી,
સદા ઉરે ધરીયે. જયદેવ.

લ્યો નિત સહુ વિધ સેવ, લાલજી છોજ તમે (૨)

પરણ્યા ચતુરભુજાળા

દ્વારકાંધીશ અમે. જયદેવ.

સાથે શ્રી સાક્ષાત, એ રૂક્મિની રાણી (૨)

રામાનુજ બલદાઊ

શેષ લીધા જાણી. જયદેવ.

અંતે સંગી સત્ય અહીં આવ્યાં લેવા (૨)

અનંત ત્યાં ને અહીયાં

ચહીયે ચહી સેવા. જયદેવ જયદેવ.

॥ શ્રી યદુગિરિનાથનો જય ॥

**મુ. અધેરી,**

સંવત ૧૯૭૧

આસો વદી ૮.

